પાક

# ખુરદેહ અવસ્તા.

શુદ્ધ જોડણીવાળી અને અર્થ સાથની

જ઼રથોશ્તીઓના

રોજના ઉપયોગ માટે.

---

પ્રગટ કરનાર:

મુંબઇની જંરથોશ્તી જશન કમિટી.

---

પહેલી (મોટી) આવૃત્તિ: નકલ ૬,૦૦૦.

બીજી ( ,, ) ,, ,, ૭,૦૦૦.

ત્રીજી ( ,, ) ,, ,, ૧૦,૦૦૦.

---

મુંબઈ.

---

ઈ. સ. ૧૯૩૧. ય. ઝ. ૧૩૦૦.



ધી ફ્રેશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસ, નં૦ ૧૯, બેંક સ્ટ્રીટ,
ક્રોસ લેન, કોટ, મુંબઇ મધ્યે દીનશાહ શાપુરજી
મસાની બી. એ. એ છાપ્યું છે, અને મુંબઇની જર-
થોશ્તી જશન કમિટી તરફથી ઑનરરી સેક્રેટરી
મી૦ રૂસ્તમજી જમશેદજી વીમાદલાલ,
બી. એ. એ કમર બીલ્ડીંગ, કાવસજી
પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં
પ્રગટ કર્યું છે.



# પ્રસ્તાવના

## ( પહેલી આવૃત્તિની. )



મુંબઈની જરથોશ્તી જશન કમિટી પાક ખુરદેહ અવસ્તાનું આ પુસ્તક બહાર પાડતાં તે માટે કેટલોક ખુલાસો કરવાની જરૂર જુએ છે. એ કમિટી ૨૫ વર્ષ થયાં કાર્ય કરી રહી છે અને તેની નેમ જરથોશ્તીઓની ધાર્મિક તથા નૈતિક ઉન્નતિ કરવાની છે. આ નેમ પાર પાડવા સારૂ સ્થાપના પછી હાલ સુધીમાં તેણે અનેક ધાર્મિક કાર્યો હાથ ધર્યાં છે. આપણી ધાર્મિક ક્રિયાઓની ઉંડી અને ભેદી અસર ઉપર કોમનું ધ્યાન ખેંચવા સારૂ વખતો વખત જશનો કરીને આપણી પાક ધર્મક્રિયાઓ તરફ કોમમાં ભક્તિભાવ વધારવાનો પ્રયાસ કર્યો છે. સાથે સાથે ધર્મની બુલંદી વીષે અનેક વાયઝો અપાવીને પાક પેગમ્બર સાહેબ અષો જરથુશ્ત્ર તરફ ખરી ફેદાગીરી, તેમના અમૂલ્ય શીક્ષણ તરફ સાચ્ચી તાબેદારી અને તેઓએ ફરમાવેલી તરીકતો ઉપર જાનફેશાની વધારવાને કોશેષો કરી છે. તે ઉપરાંત જરથોશ્તી નિશાળોમાં શીક્ષણ લેતાં આસરે ૩૦૦૦ છોકરા અને છોકરીઓને આપણા પાક ધર્મના ફરમાનો,

જરથોશ્તિ નીતિ બોધો અને આપણા મહાન ન્યાગાન, પાદશાહ પહેલવાનોની તવારીખ કાંઇ પણ દામ લીધા વિના શીખાડવાનું ચાલુ કર્યું છે, જે સર્વથી વધુ અગત્યનું કાર્ય ખુદાતાલાની મહેર તથા નેક બાનુઓ અને ગૃહસ્થોની મદદથી હાલ પુર જોશમાં ચાલે છે.

કમિટીનું ધ્યાન એક બીજા અતિ અગત્યના સવાલ ઉપર દોરવાયું છે. કોમમાં ધર્મની ઉન્નતિ કરવા સારૂં પવીત્ર માંથ્રવાણી કે જે ગુપ્ત મન્ત્ર શાસ્ત્રને આધારે અષો પેગમ્બર સાહેબ તથા તેમના અષો જાયનશીનોથી રચાઇ છે, તેની જાળવણી કરવાનાં ઇલાજો લેવાની ખાસ જરૂર છે. માંથ્રવાણી માત્ર પુસ્તકોમાં લખી રાખવાને યા તેનો અર્થ સમજવાને માટેજ નથી, કારણ કે માંથ્રો (અથવા મન્ત્રો), મૂળ શબ્દાર્થ પ્રમાણે પણ, ભણવાને ખાતર બનાવવામાં આવ્યા છે. હવે માંથ્રવાણી અસલ અવસ્તા ભાષામાં લખાઇ હતી અને તે આપણી પાસે જળવાઇ રહિ છે. કમનસીબે કોમે બીજી ભાષાઓની કેળવણી અને અભ્યાસ કરવા માંડયો છે, છતાં અવસ્તા ભાષા, જે ફકત ૧૦ દીવસની મહેનતથી ઉકેલતાં આવડે એવી છે, તેના અભ્યાસ અથવા તેની બારાખડીના પણ અભ્યાસ વીષે ગફલતી અને બેપર-

વાઇ બતાવી છે. આ કારણુસર અવસ્તા હરફમાં માંથ્ર-
વાણીની રોજની બંદગીઓ અને ન્યાયશો, યશ્તો વીગેરે,
છપાતી નથી અને તેને બદલે ગુજરાતી લીપી વાપરવામાં
આવે છે. ઘણાક ઉલટમંદ જરથોશ્તીઓ તરફથી પાક
ખુરદેહ અવસ્તાનાં પુસ્તકો બહાર પડયાં છે, જે
રોજના વપરાસમાં આવે છે, પણ એ પુસ્તકોનાં ઘણાજ
મોટા ભાગમાં ખોટી જોડણીઓ થઇ છે અને ખુલ્લા
શબ્દોમાં બોલ્યે તો માંથ્રવાણીનું "ખૂન" થયું છે.
કેટલીક વાર દરેક લીટીમાં ૨, ૩ ભૂલો આવે છે,
અને કેટલીક લીટીઓ સર્યાંમ ખોટી હોય છે. ભૂલ એવા
ગંભીર પ્રકારની હોય છે કે છાપેલા શબ્દો કોઇપણ
ભાષાના હોતાજ નથી અને માંથ્રવાણીની અસરમાં
તેનાથી ભારે ખલલ થવા પામે છે. આવાં પુસ્તકો
આપણી પવીત્ર માંથ્રવાણીને ગંભીર અપમાન સમાન છે.
ભોળા, ભલા જરથોશ્તી નર નારીઓના હાથમાં શુદ્ધ
માંથ્રવાણી નહી પણ ભલતાંજ લખાણના પુસ્તકો ભણવા
સારૂ મોટે ભાગે મુકવામાં આવ્યાં છે, અને આ રીતે
ભણનારને પોતાનાં પવિત્ર કામમાં ભારે ધોકો પહોંચ્યો
છે. દીનના પવિત્ર ફરમાન પ્રમાણે બંદગી કરવાથી
બુલંદ અસર તન, મન અને ઉરવન ઉપર થાય છે,

તે વાત બેશક વ બીગુમાન છે. પણ જ્યારે આવાં અતિ અશુદ્ધ પુસ્તકો **જરથોશ્તીઓના મોટા ભાગના હાથમાં** મેલવામાં આવ્યાં છે, ત્યારે માંથ્ર-વાણીની અસરમાં ખલલ પહોંચે છે અને જેટલી હદે સારાં પરિણામો નીપજવાં જોઇએ તેટલી હદે તે નીપજી શકતાં નથી. આવાં નુકસાનકારક પરિણામો અટકાવવા-ની તાકીદની આવશ્યકતા છે. પવિત્ર ભણતરો શુદ્ધ ઉચ્ચારે ભણવાથી કુદરતમાં ઉંડી એજમતી અસરો નીપજે છે, જે સ્પેનામીનોની કુલ ખલકતને આશીર્વાદ પૂર્વક નીવડે છે. તે અસરો ઉપજાવવાને કોમમાં જે તારીફ લાયક હોંશ અને ઉલટ જરથોશ્તિ જીગરોમાં હસ્તી ધરાવે છે તેને સમાર્ગે દોરવવાની ખાસ જરૂર છે.

એ કાર્ય પાર ઉતારવાને સારૂ શુદ્ધ માંથ્રવાણી કાના માત્ર સાથે–ચોક્કસાઇથી છપાવીને, સસ્તે દામે વેચવી જોઇએ એ સમજાઇ શકાશે. અસલ પવીત્ર અવસ્તાના હરફમાં આપણી માંથ્રવાણી જળવાઇ રહી છે, તેને શુદ્ધ ગુજરાતી લીપીમાં અવસ્તાના વિદ્વાન જાણકારની દેખરેખ હેઠળ છપાવવાને સારૂં કમિટીએ પોતાના દીનદાર સભાસદો શેઠો રૂસ્તમજી અને નસ-રવાનજી નાનાભાઇ બોઇસની મદદ માંગી. એ ભલા અને કોમહિતકારી સાહેબોએ આ કીમતી અને અત્યંત

પુણ્યના કામ માટે જોઇતાં નાણાં પુરાં પાડવાને ઘણી ખુશી અને ઉલટ બતાવી છે, જેને માટે કમિટી તેમજ કોમ તેમની ભારે આભારી થઇ છે.

પાક ખુરદેહ અવસ્તાની શુદ્ધ ૧૦,૦૦૦ નકલો (નાના કદની ૪૦૦૦, મોટાં કદની ૬૦૦૦) એ સાહેબોની મદદથી છપાવવામાં આવી છે, અને એવી ઉમેદ રાખવામાં આવી છે કે આતશકદેહોમાંથી તેમજ જરથોશ્તી ઘરોમાંથી અશુદ્ધ નકલો મોટે ભાગે દુર કરવામાં આ મોટી સંખ્યા ફત્તેહમંદ થશે. દરેક જરથોશ્તીની ધાર્મિક અને પવીત્ર ફરજ છે કે એક પણ અશુદ્ધ નકલ એક પણ આતશકદેહમાં અથવા પોતાના અથવા કોઇપણ મીત્ર અથવા સગાના ઘરમાં વપરાવા દેવી નહિં, પણ તેને બદલે ખુરદેહ અવસ્તાનું આ પુસ્તક અથવા બે, ત્રણ શુદ્ધ પદ્ધતિ ઉપર હાલ આગમજની છપાએલી ખુરદેહ અવસ્તા, કોઇ જાણકારની સલાહ લઇને વાપરવી. એમ થવાથી ધર્મની અને ઇમાનની ખરેખરી વૃદ્ધિ થવામાં એક અગત્યનું પગલું લેવાશે.

શુદ્ધ અવસ્તા આ દફતરમાં સમાવેલી છે. અને તેની બે આવૃતીઓ કહાડવામાં આવી છે. એક નાની, જેમાં થોડીકજ યશ્તો અને ન્યાયશો છે અને બીજી મોટી જેમાં વધુ યશ્તો સમાવેલી છે, જે સર્વે સાધારણ રીતે ભણાય છે.

આ દફતરોમાં એક ખાસ નોંધવા લાયક ફેરફાર એ કરવામાં આવ્યો છે કે દરેક ભણતરનો સાર બારીકીથી આપવામાં આવ્યો છે. ફરસુદને વખતે આ સાર વાંચી જવે ભણનાર બંદગી વેળા શું ભણે છે તે સમજી શકશે. બેશક જરૂરનું છે કે ઇમાનદારોએ અવસ્તાનો અભ્યાસ ભક્તિભાવથી કરીને ભણતરોનો અર્થ સીધોજ સમજવો કે ભણતી વેળાએ તે મનમાંથી માંથ્રની સાથે સાથે પસાર થઇ જાય. એમ કરવા શીખતાં વખત લાગે એ સમજી શકાય. પણ એમ કીધાથી, સદીઓની ઉંઘ અને ગફલતીમાંથી કદમ બા કદમ ઉઠી અને આગળ વધી શકાય. માટે એ ઉત્તમ સમય આવી લાગે તે પેહલાં યશ્તો, ન્યાયશો વીગેરેનો વિગતવાર સાર અને સમજ ભણનારે લેવી જોઇએ. તે હાજત પણ આ દફતરમાં પુરી પાડવામાં આવી છે.

બેશક દીનચાશીદારોના જીગરો એટલાથી સંતોષ પામશે નહિં. તેઓ આ યશ્તો, ન્યાયશો વીગેરેનો મર્મ અને ઉંડો ભેદ સમજવા આતુર રેહેશે, તેમને સારૂ હાલ તુરત એટલુંજ જણાવીશું કે કમિટીનું "રાહે જરથુશ્ત્ર" નામનું ત્રીમાસીક ચોપાન્યું આ હાજતને પુગી વળવાને તજવીજ કરી રહ્યું છે, તેમાં

જમ્યાદ યશ્ત, ફરવરદીન યશ્ત, મહોટી હુપ્તન યશ્ત તથા અશીશવંઘ યશ્તોનો અર્થ ઉકેલવામાં આવ્યો છે અને એજ મીસાલ બીજી યશ્તો ઉપર ઘટતી શરેહો બહાર પાડવામાં આવશે. જ્યારે એ સર્વે લખાઇ જશે ત્યારે યઝદાન ચાહશે તો તેનો સંગ્રહ કરીને ભલાં જરથોશ્તી નર નારીઓના હાથમાં તેનું દફતર મુકવાને કમિટી ભાગ્યશાળી નીવડશે.

આ પુસ્તકની શરૂઆતમાં કેટલાક જાણીતા અવસ્તાના કલામોની ખૂબીઓ દર્શાવી છે, જે ઉપરથી માંથ્રવાણીની ઉંડી અસર સમજવાને ખાસોઆમને બની આવશે.

હુમદીન ભાઇઓ અને બેહનો જો ઉપલો ખુલાસો ધીરજ અને વીશ્વાસથી વાંગીને આ શુભ કામમાં પોતાની બને એટલી મદદ કરશે, અને શુદ્ધ અવસ્તાના પુસ્તકોને ઘરમાં અને પાક મકાનોમાં દાખલ કરશે તો ખરેખર તેઓ મોટાં પુણ્યના કામમાં હુમબેહેરો હાંસલ કરશે અને કોમની ઉન્નતીમાં અને માંથ્રવાણીની રૂડી અસરો હુમદીનોમાં ફેલાવવામાં કીંમતી મદદ કરશે.

યઝ. ૧૨૯૪.

ઈ. સ. ૧૯૨૪.



# પ્રસ્તાવના
## (બીજી આવૃત્તિની.)



ખોરદેહ અવસ્તાની પહેલી આવૃતિની (મોટાં કદની ૬૦૦૦) નકલ ૧૯૨૪ માં છપાવી પ્રગટ કરી હતી, તે ખપી ગઇ છે; અને દીનદાર જરથોશ્તીઓ તરફથી આ કેતાબની ચાલુ માંગણી થવે જશન-કમિટીએ આ બીજી આવૃતિ (૭૦૦૦ નકલ) હમ-દીનોના ઉપયોગ માટે છપાવી પ્રગટ કરી છે.

જે જરથોશ્તીઓએ પહેલી આવૃતિનો પ્રચાર કરવામાં મદદ કરી છે, તેઓનો જશન-કમિટી આ ટકે આભાર માને છે.

આ આવૃતિમાં "ખોરદાદ યશ્ત" દાખલ કરવામાં આવી છે, તેમજ "દાદાર અહુરમજદના ૧૦૧ નામો" અવસ્તાના કેટલાક અભ્યાસીઓની મદદ લઇ યોગ્ય ફેરફાર કરી તેના ગુજરાતી તરજુમા સાથ પ્રગટ કર્યાં છે.

આ બીજી આવૃતિ છપાવવાના ખરચમાં આપણી કોમના જાનીતા નર શેઠ સોરાબજી એદલજી વોરદને પોતાના મરહુમ બેટા શેઠ દીનશાહનાં પુન્ય માટે

રૂા. ૧૦૦૦) ભર્યા છે, જે માટે કમિટી તેમનો આભાર માને છે.

પહેલી આવૃતિ માટે આપણી કોમના માનવંત દસ્તુરજી સાહેબ શમ્સ–ઓલ–ઓલમા દારાબ દસ્તુર પેશોતન સંજાના બી.એ., જે.પી. નો જાણવા જોગ અભિપ્રાય નીચે પ્રગટ કરવામાં આવે છે :—

મુંબઇ, તા૦ ૧૦ મી અકટોબર ૧૯૨૪.

"જશન કમિટીએ છપાવેલી પાક ખોરદેહ અવસ્તાની એક નકલ મને મલી છે, જે ઉપકાર સાથે સ્વીકારી છે. એ ચોપડીમાં બંદગીઓ શુદ્ધ અવસ્તાનાં ઉચ્ચારમાં છાપેલી છે, તે તેની કિંમત તરફ જોતાં ઘણું આવકારદાયક છે. પણ મને જે બાબદ તેમાં વધારે ઉપયોગી અને રસીલી લાગે છે, તે દરેક બંદગીનો આપવામાં આવેલો ટુંક સાર છે. અનેક ખોરદેહ અવસ્તાની ચોપડીઓ મારા જોવામાં આવી છે, જેમાં તરજુમો આપવામાં આવેલો છે, જે દરેક જરથોસ્તી વાંચનાર સમજી શકે એમ નથી. કારણ કે તરજુમો ખાસ કરીને અવસ્તાના અભ્યાસીઓનેજ ઉપયોગી થઇ પડે એમ છે, પણ ઉપલી ચોપડીમાં જે સાર અને સમજ સલીસ ભાષામાં આપી છે, તે વાંચતાં મને

સંતોષ એ ઉપજ્યો છે કે એવી જરથોસ્તી દીનને જીગરથી ચાહનારાથી લખાએલી ચોપડીઓ, જરથોસ્તી ધર્મની લાગણી તૃપ્ત કરવાને કાર્યસાધક થઇ પડશે, અને તેથી ભવીષ્યમાં કોમને મોટો ફાયદો થશે."

જશન કમિટી આશા રાખે છે કે માંથ્રવાણી શુદ્ધ ઉચ્ચાર સાથે ભણવાથી જે રૂડી અસરો નીપજે છે, તે પૂર્ણ રીતે નીપજાવવાનાં શુભ કામમાં, જેમ પહેલી આવૃતિ માટે મદદ કરવામાં આવી હતી, તે મુવાફેક આ બીજી આવૃતિનો ફેલાવો કરવામાં પણ દીનદાર હમદીનો મદદ કરશે; અને પોતાના ઘરોમાં તેમજ ધર્મસ્થળોમાં ખોટી જોડણીની ભણવાની ચોપડાઓને બદલે શુદ્ધ જોડણીવાલી આ પાક કેતાબનો ફેલાવો કરવાનું સવાબ હાંસેલ કરશે.

મુંબઇ, તા૦ ૬ ઠી જુન ૧૯૨૭.

શેહનશાહી રોજ દાદાર અહુરમજદ,

માહ દએ, ૧૨૯૬ યઝદેજર્દી.

**જશન કમિટીની ઑફીસ:**

૪, કામા સ્ટ્રીટ, હોરનબી રોડ,

મુંબઇ.



# પ્રસ્તાવના

## ( ત્રીજી આવૃત્તિની. )



ખોરદેહ અવસ્તાની પહેલી આવૃતિની **મોટાં કદની ૬૦૦૦ નકલ** (અને નાનાં કદની ૪૦૦૦) જે ૧૯૨૪ માં છપાવી પ્રગટ કરી હતી, તે ખપી જવે ૧૯૨૭ માં **બીજી આવૃતિની ૭૦૦૦ નકલ** છપાવી પ્રગટ કરી હતી. આ બધી નકલો પણ ખપી જવાથી, અને દીનદાર જરથોસ્તીઓ તરફથી ચાલુ માંગણી થવાથી **૧૦,૦૦૦ નકલની આ ત્રીજી આવૃતિ** જશન-કમિટી તરફથી પ્રગટ કરવામાં આવી છે. પહેલી તથા બીજી આવૃતિ પ્રગટ કરવામાં જે જરથોશ્તીઓએ મદદ કીધી છે, તેઓનો જશન-કમિટી આભાર માને છે. આ આવૃતિમાં દાદાર અહુરમજદની તારીફની બે મોનાજાતો તેનાં સાર સાથે ઉમેરવામાં આવી છે, તથા પેગામ્બર સાહેબ જરથુશ્તની તારીફની મોનાજાત પણ તેનાં સાર સાથે આપવામાં આવી છે. આ ઉપરાંત બીજા કેટલાક ફેરફારો સાથે વધારો કરવામાં આવ્યો છે.

આ ત્રીજી આવૃત્તિ છપાવવાનાં ખરચમાં આપણી કોમના જાણીતા ધર્મી નરો શેઠો રૂસ્તમજી નાનાભાઇ બૉઇસ અને નસરવાનજી નાનાભાઇ બૉઇસે રૂ. ૪૦૦૦) ની મદદ આપી છે, તે માટે જશન-કમિટી એ બન્ને ભલા ભાઇઓનો આભાર માને છે.

આ ચોપડીઓની ૫૦૦) નકલ અગીઆરી તથા આતશબેહરામોમાં મુકવા માટે, તેમજ ઇનામો વીગેરેમાં ઉપયોગ કરવા માટે, ડૉ૦ કાવસજી ન. સઠ્ઠાએ, બહેસ્તનશીન બાઇ પુતલીબાઈ કા. ન. સઠ્ઠાની અશો યાદમાં રૂ. ૨૫૦) આપ્યા છે, તે માટે તેમનો કમિટી આભાર માને છે.

જશન-કમિટી આશા રાખે છે કે શુદ્ધ ઉચ્ચારની અને દરેક ભણતરનાં ગુજરાતી સાર સાથની આ ત્રીજી આવૃતિનો ફેલાવો કરવાનાં કામમાં દીનદાર જરથોશ્તી બાનૂઓં અને ગૃહસ્થો મદદ કરશે, અને પોતાનાં ઘરોમાં તેમજ અગીઆરીઓ આતશબેહરામોમાંથી ખોટી જોડણીવાલી ભણવાની ચોપડીઓ દુર કરી આ શુદ્ધ જોડણીવાલી અને ભણતરનાં ગુજરાતી સાર સાથની ચોપડીઓ મુકવાનું સવાબ હાંસલ કરશે.

હજુ ઘણાંક ધર્મસ્થળોમાં અશુદ્ધ જોડણીવાલી ચોપડીઓ નજર પડે છે, તેઓને બદલે આવી શુદ્ધ જોડણીની ચોપડીઓ મુકવાનું ઘણું જરૂરનું છે.

મુંબઇ, તા૦ ૧૫ મી જુન, ૧૯૩૧.

શાહેનશાહી રોજ ખોરશેદ, માહ દએ, યઝ. ૧૩૦૦.

**જશન-કમિટીની ઑફીસ:**

કમર બીલ્ડીંગ, કાવસજી પટેલ સ્ટ્રીટ,

કોટ, **મુંબઇ.**



# અર્ષેમ વૉહુના કલામની ખુબીઓ.



અર્ષેમ વૉહુની બંદગી ઘણી પુરાણી છે. યજશ્નેનાં ૨૦ માં હામાં તેમજ હાદોખ્ત નુસ્કમાં એ બંદગીને દાદાર અહુરમજદનો કલામ કહ્યો છે. ગાથાના કલામો જેમાં ખુદ પયેગમ્બર સાહેબના પોતાના શબ્દો જળવાયેલા છે તેમાં અર્ષેમ વૉહુનો કલામ આવે છે. એરવદ કાવશજી કાંગા અર્ષેમ તથા યથાની બંદગીઓને અષો જરથોસ્તની આગમજની બંદગી તરીકે ગણે છે.

"અષોઇ" શબ્દના અર્થમાં સચ્ચાઇ, પવિત્રાઈ, પરહેજગારી, પરમાર્થ, દયા, વિગેરે સદગૂણો સમાઇ જાય છે. અષોઇની વખાણ અવસ્તામાં જગેજગ થઇ છે. "સ્તઑમી અર્ષેમ" (અષોઇને હું વખાણું છું) એ શબ્દો કુસ્તી કરતાં અહુરમજદ ખુદાયની બંદગીમાં આપણે રોજ ભણયે છીએ.

અર્ષેમ વૉહુના કલામમાં અષોઇ, જે જરથોશ્તી ધર્મનો મૂળ પાયો છે તેની તારીફ ગાઈ છે. અર્ષેમ વૉહુ ભણવાથી બદ વિચારો દૂર થાય છે અને આપણું

મન પવિત્ર થાય છે. જરથોશ્તી ભણતરોમાં એ બંદગી વારંવાર ભણવામાં આવે છે.

આપણી બંદગીઓમાં જે પવિત્ર માંથ્રો યા મંત્રો છે, તેમાં અર્ષેમ વૉહુના માંથ્રને ઘણી ઉંચ જગ્યા આપેલી છે. અર્ષેમ વૉહુ ભણવાથી થતા ફાયદાઓ હાદોખ્ત નુસ્કની પહેલી પરગરદમાં વર્ણવ્યા છે. આ નુસ્કમાં જુદે જુદે વખતે ભણાયલી અર્ષેમ વૉહુની જુદી જુદી ખુબીઓ જાહેર કરતાં કહ્યું છે કે ખાવાની આગમજ બુરો વિચાર દુર કરી નેક વિચાર મનમાં લાવી ભણેલી એક અર્ષેમ વૉહુ, બીજી વખતે ભણેલી દશ અર્ષેમ વૉહુની બરોબર છે. કીયામાં કુટેલો હોમ પીધા પછી બદ વિચાર કાઢી નાંખી નેક વિચાર અખત્યાર કરી ભણેલી એક અર્ષેમ, બીજી વખતે ભણેલી સો અર્ષેમ જેટલી કીમતની છે. ઉંઘમાંથી જાગી કોર મરડીને સુઇ જતી વખતે બુરો વિચાર ત્યાગ કરી નેક વિચાર મનમાં ધરી ભણેલી એક અર્ષેમ, બીજી વખતે ભણેલી હજાર અર્ષેમની બરાબર છે. બીછાનાં ઉપરથી ઉઠતાં તુરતજ બુરો વિચાર દુર કરી નેક વમાસણ કરી ભણેલી એક અર્ષેમ, બીજી વખતે ભણેલી દસ હજાર

અશૅમની બરાબર છે. જીંદગીના છેલ્લા અંતની વખતે એટલે ગુજર પામવાની અગાઉ બુરો વિચાર કાઢી મેલી પાક મન વડે ભણેલી એક અશૅમ વૉહુ, તમામ ખનીરથ કેશ્વર (જે દુન્યાના સાત કેશ્વરોમાં સર્વેથી મોટો તથા સોહામણો છે) તેની કીમત જેટલી છે.

આ ઉપરથી જણાય છે કે જમવાની આગમજ, રાત્રે ઉંઘમાંથી જાગતાં ફરી સુવા આગમજ, સવારે ઉંઘમાંથી ઉઠતાંને વાર અને માણસની જીંદગીની છેવટની ઘડીએ મનને પાક કરી નેકી તથા અષોઇનો વિચાર મનમાં મજબુત કરી અશૅમ વૉહુ ભણવી ઘણીજ ફાયદાકારક છે.

યજશ્નેનાં ૬૧ માં હામાં અશૅમ, યથા તથા યેંધ્રહે હાતામ નામની ત્રાણ પ્રખ્યાત બંદગીઓની ખુબી જાહેર કરી છે, તેમાં કહ્યું છે કે આ ત્રાણ બંદગી-ઓથી આપણે બુરી મીનોઈ શક્તિઓ, તેમજ ખરાબ ખોરેહવાલાં બુરાં નરો તથા નારીઓની સામે થઈ તેઓને દુર હઠાવી શકયે છીએ, ચોરો તથા લુટારાઓ, નાપાક માણસો તથા જાદુગરોની સામે થઇ તેઓને હઠાવી શકયે છીયે.

અશિશવંઘ યશ્તમાં અહેરેમનને આમ બોલતાં જણાવ્યો છે કે "અશો જરથુશ્ત્ર તેને અષૅમ વૅાહુના કલામ મારફતે ધાતુની માફક પીગળાવી બાળી નાખે છે."

જેઓને બીજા અવસ્તા કલામો ભણતા નહી આવડતા હોય તેઓ માટે યથા અને અષૅમ જુદી જુદી સંખ્યામાં ભણવા જણાવેલું છે.

વંદીદાદમાં મુવેલાંની તરફથી જે આલુદગી (દ્રુજ નસુશ મારફતે) જીવતાંઓને વળગે છે તેને દુર રાખવા માટે બીજાં કલામો ભેગી અષૅમ વૅાહુ ભણવા ફરમાવ્યું છે. વળી કેટલીક શારીરીક અપવિત્રાઈ દુર કરવા માટે બીજા કલામો ભેગી અષૅમ ભણવા કહ્યું છે. રિમન થયલાં માણસને પવિત્ર કરવાની ક્રિયામાં ૧૦૦ અષૅમ પઢવાનું ફરમાન છે.

કોઇ માણસ ગુજર પામે તેની ખબર પડતાં અષૅમ વૅાહુ ભણવાનો જરથોશ્તીઓમાં રેવાજ છે. તે વેળાએ ભણેલો આ કલામ આપણને યાદ આપે છે કે એક દીવસ આપણને પણ મરવું છે, અને મરણ પછી અષોઈ સિવાય બીજી ચીજ કામ આવનાર નથી. માટે જીંદગી છે ત્યાં સુધી "અષોઇને ખાતર અષો" થવામાંજ ખરૂં સુખ સમાયલું છે.

"પવિત્રાઇ માણસને માટે જન્મથીજ સર્વથી સરસ છે" એવો ગાથાનો કલામ છે, અને મનની પવિત્રાઇ મેળવવા ખાતર પવિત્રાઇ ઉપર અંતઃકરણના પુર જોશથી મનને ચોંટાડી અષેમ વોહુનો કલામ જરથોશ્તીઓએ વારંવાર ભણ્યા કરવો જોઇએ છે.

## યથા અહુ વઇર્યોના કલામની ખુબીઓ.

અષેમ વોહુના કલામની માફક યથા અહુ વઇરયો અથવા અહુનવરનો કલામ પણ ઘણો પુરાણો છે. યજશનેના ૧૯ માં હામાં તેની તારીફ લખાઇ છે, અને તેમાં કહ્યું છે કે આસમાન, પાણી, જમીન, માણસ અને તમામ પેદાયશની આગમજ અહુનવરનો કલામ હતો, અને તેને અહુરમજદે જાહેર કર્યો હતો. ગાથાના કલામો જે ખુદ પયગમ્બર સાહેબના જમાનાના છે તેમાં અહુનવરનો કલામ આવે છે. એરવદ કાંગા યથા અને અષેમની બંદગીને પયગમ્બર સાહેબની આગમજની લેખે છે. અહુનવરની માંથ્રવાણીને યજશનેનાં ૧૯ માં હામાં એટલી તો કીંમતી તથા અસરકારક ગણી છે કે ભૂલ કીધા વગર, વચમાં કાંઇ બોલ્યા વગર, શુદ્ધ ઉચ્ચારે તે કલામ ભણે તો તે ભણવું એકસો

ગાથા ભણ્યા બરોબરનું લેખ્યું છે; વળી આ કલામ ભણુનારને તથા તેની વખાણુ કરનારને બહેશ્ત મળે છે, આમ જાહેર કર્યું છે. જે કોઈ એ ભણુતાં તેમાંનો થોડો પણ ભાગ છોડે છે તે બહેસ્તથી દુર જાય છે આમ સમજાવ્યું છે. અને તમામ બંદગીઓમાં અહુનવરની બંદગી સર્વથી શ્રેષ્ઠ છે, આમ જાહેર કીધું છે. હાદોખ્ત નુસ્કમાં કહ્યું છે કે અષૅમ વૅાહુની તેમજ સ્પષ્ટ રીતે ભણેલી અહુનવરની બંદગી "તે ભણુનારના રવાનમાં તથા તેના દીની એતેકાદમાં હીંમતનો તથા ફત્તેહનો વધારો કરે છે." સરોષ યશ્ત હાદોખ્તમાં યથા અહુ વઇરયોની બંદગીને "બધી બંદગીઓમાં સર્વથી ફત્તેહ આપનારી" લેખી છે, અને ખાત્રી આપી છે કે "જે કોઈ મરદ અથવા ઓરત અહુનવરનો કલામ અતિશય અષોઇવાળાં મને કરીને, વચને કરી તથા કલામે કરીને ભણે—ઉંડાં પાણીમાં, મોટી ધાસ્તીમાં, અંધારી રાતે, આડાતીડા રસ્તા ઉપર, આફતોની વખતે, ભયમાં આવી પડયા હોય ત્યારે, બીધેલા હોય ત્યારે, અહુનવરનો કલામ, નેક મનશની, ગવશની, કુનશનીથી ભણે—તેને તે દહાડે યા રાતે દરવંદ, જુલમગાર, દુ:ખ દેનાર, ઇજા કરનાર, બે આંખોથી જોઈ

શકે નહી (યાને તે ભણતર જુલમગાર શખ્સને આંધળો બનાવી દે) અને લુટારાઓની ટોળકી તેને નુકસાન કરે નહી. જ્યારે ચોરો યા જાદુગરો કોઇને બીહવરાવે અને આગળ દોડી આવે ત્યારે અહુનવર ભણવાથી તેઓ દુર થાય છે, અને તેઓનાં મોંઢાં બંધ થઈ જાય છે." વંદીદાદમાં કહ્યું છે કે "આ કલામો જે ઘણાજ ફત્તેહમંદ તથા ઘણાજ તંદરોસ્તી આપનારા છે તે તારે ભણવા જોઇએ—એટલે કે પાંચ અહુનવર તારે ગાઇને ભણવા જોઇએ—અહુનવર તનને બચાવે છે." અવસ્તાનું આ છેલ્લું વચન ઘણીએક બંદગીઓમાં આવે છે કે "અહુનॅમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતી" (અહુનવર તનને બચાવે છે.) તેમાં પણ આ પાક કલામો ભણવાથી તનનો બચાવ થાય છે, આમ કહ્યું છે. યજશ્નેના ૧૯ માં હામાં કહ્યું છે કે તમામ કલામોમાં અહુનવરનો કલામ ઘણોજ સરસ છે, કારણ કે જેટલી તમામ હાડમંદ દુન્યા છે તેટલી તે કલામની તારીફની લાયકાત છે. શીખનારો જો ખંતી રહીને તે કલામ શીખે તો મોતથી તે બચે છે. ડાકટર મીલ્સના અવસ્તાના કટકાઓમાંના ૯ માંની અંદર નીચલા વીચારો સમાચલા છે. "અહુનવર મજ્દનો મંત્ર છે. તે મંત્ર માત્ર

સ્પેન્ત શબ્દ છે, જે નહીં જીતાયલો, નહીં છેતરાયલો, ફત્તેહમંદ, કપટથી વેગળો, તંદરોસ્તી અને જીત મેળવનાર મજદનો બોલ છે. જે જેવો બોલાય છે તેવો તેના બોલનારને મોંઢેથી શ્રેષ્ટ ફત્તેહ બક્ષે છે." યજશ્નેના ૬૧ માં હામાં પણ અહુનવરની આવીજ ખૂબીઓ વર્ણવી છે. આ બધાં લખાણોમાંથી ખુલ્લું થાય છે કે શારીરીક મુશ્કેલીઓ- જેવી કે પાણીમાં પડી જવું, અંધારી રાતે રસ્તો ચુકી જવું, લુટારાઓની વચ્ચે આવી જવું યા માર્ગમાં કાંટાની વાડ યા બીજી એવી અડચણોજ દેખાયા કરે એવી મુજવણમાં આવી પડવું, તે વેળા અહુનવર પુર એતેકાદથી મોટે સાદે શુદ્ધ ઉચ્ચારે ભણવાથી આ આફતો દુર થાય છે. વળી માનસીક તકલીફો જેવી કે ઉંઘમાં બીહવું, ખરાબ સ્વપ્નાઓથી ડરવું, અંધારામાં દેહશત ખાવું, દરામના દેખાવો હોવા, નહી સમજ પડે એવો ભય લાગવો—એ વેળાએ પણ અહુનવર પુર એતેકાદથી અને જોશ સાથે શુદ્ધ ઉચ્ચારે ભણયા કરવે તે માનસીક ભયો દફે થાય છે, અને મનનું વાતાવરણ શાંત થઇ જાય છે. આ પવિત્ર કલામનો જરથોશ્તીઓએ ખુબ ઉપયોગ કરવો જોઇએ છે, અને એ બુલંદ બંદગીને પોતાના એક કીંમતી

વારસા તરીકે લેખી તેના ફાયદાઓ અનુભવવા તથા મેળવવા જોઇએ છે.

વંદીદાદમાં જાહેર થાય છે કે જ્યારે બુઇતી દેવ નામના દ્રુજે પયગમ્બર સાહેબ ઉપર હુમલો કીધો ત્યારે તેઓ અહુનવર ગાઇને ભણ્યા અને તે દેવ ત્યાંથી નાસી ગયો. અશિશવંઘ યશ્તમાં અહેરીમનને આમ બોલતો જણાવવામાં આવે છે કે "તમામ યજદો તેને તેની મરજી ઉપરાંત તોડી શકયા નહી પણ અષો જરથુશ્ત્ર એકલા તેની ઉપર તેની મરજી ઉપરાંત ફાવી શકયા. અહુનવર જે મોટા પથ્થર જેવું હથ્યાર તે મારફતે જરથુશ્ત્ર સાહેબ તેને મારે છે." હોમ યશ્તમાં કહ્યું છે કે જરથુશ્ત્ર સાહેબજ પહેલવહેલાં અહુનવર ચારે બાજુએ બોહળી રીતે ગાઇને ભણ્યા અને ત્યાર પછી વધારે મોટે સાદે ગાઇને ભણ્યા અને તમામ દેવોને તેઓએ જમીનમાં ઢંકાયલા કીધા. આ ફકરાઓ દેખાડે છે કે અહુનવરની ધ્વનીઓ બુરી શકિતઓની સામે એક અતિ જોરેમંદ હથ્યાર છે. વંદીદાદમાં અહુનવરના કલામની બીજી ખુબીઓ વર્ણવતાં કહ્યું છે કે જે જગ્યાથી મુવેલાં માણુસ યા જાનવરને લઈ જવામાં આવ્યું હોય તે જગ્યા પાક કરવાને અહુનવર તથા

કેમના મજદાના કલામો ભણવા જોઇએ વળી નસાથી લાગતી આલુદી દુર કરવા માટે પણ આજ બે કલામો ભણવા ફરમાવ્યું છે. તેમજ ઘરને, આતશને, પાણીને, જમીનને, ગાયઢોરને, ઓરવરને, માણસને વિગેરેને પાક કરવા સારૂ પાંચ અહુનવર ભણવા કહ્યું છે, અને તે કલામને "ઘણાજ તંદરોસ્તી આપનાર તથા ઘણાજ ફત્તેહમંદ" જાહેર કર્યા છે. શારીરીક અપિત્રાઇ થઇ હોય તો તેની દુષ્ટ અસરો નીર્મુળ કરવા માટે અષેમ તથા અહુનવર ભણવાનો હોકમ આપ્યો છે. રીમન થયલાં માણસે પાક થવાની ક્રિયા વેળા ૨૦૦) અહુનવર ભણવા જોઇએ છે.

અહુનવરના કલામમાં ત્રણ લીટીઓ આવે છે અને તેમાં ત્રણ ઉમદા વિચારો સમાવ્યા છે.

૧. જેમ દાદાર અહુરમજદને તેમજ અષોઈનો માર્ગ દેખાડનાર સદગુરૂને તેઓની અષોઇને લીધે માન આપવું જોઇએ છે.

૨. જેઓ પોતાના કામો આપ મતલબને માટે નહી પણ ખુદાતાલા તરફની ફરજ તરીકે અને તે સાહેબ તરફની મોહબત તથા માનને લીધે કરે છે,

૨૬ યથા અહુ વઇરયોના કલામની ખુબીઓ.

તેઓને બહમન અમેશાસ્પંદની બક્ષેસો (પવિત્ર મન, દયાપણુ, દયા વિગેરે) મળે છે.

૩. જેઓ ગરીબ લાચારોની પાસબાની કરે છે તેઓને પાક અહુરમજદ પોતાની શકિત તથા કૌવતથી નવાજે છે.

આ ત્રણ અતિ બુલંદ વિચારો ઉપર દરેક જરથોશ્તીએ ખુબ મનન કરી તેમાંની આત્મીક સચ્ચાઇઓને પોતાનાં જીગરનાં ઉંડાણમાં ઉતારવી જોઇએ છે.

યથાના કલામમાં ૨૧) શબ્દો છે અને તે દરેક શબ્દ ઉપરથી આપણી દીનના ૨૧) નુસ્કોનાં નામો અપાયાં છે.

જેઓને બાજી બંદગીઓ ભણતાં ન આવડે તેઓ માટે ચોક્કસ સંખ્યામાં યથા તથા અષેમ ભણવા ફરમાવ્યું છે. આ બે બુલંદ કલામો દરેક જરથોશ્તીના મુખમાં ચાલુ રહેવા જોઇએ. અવકાશને વખતે, ચાલતાં, મુસાફરી કરતાં, ઉંઘમાંથી જાગૃત થતાં જ્યારેબી મન કાંઈ ચોક્કસ કામ કરવામાં રોકાયું ન હોય ત્યારે આ એજમતી કલામો ભણ્યા કરવાથી બુરા વિચારો યા દહેશત દુર થઈ પવિત્રાઇ પ્રાપ્ત થાય છે અને એ રીતે સર્વથી ઉત્તમ ફાયદો હાંસેલ થાય છે.

માણસને ગુસ્સો ચઢયો હોય તે વેળાએ તેમજ બીજો કોઇ પણ બુરો વિચાર ગલબો કરે તે વેળાએ યથા અને અષૅમના કલામો ભણવાથી તે બુરા વિચારો દફે થઇ જાય છે.

## કેમના મજદાની બંદગી વિષે.

આ બંદગી ગાથા, વંદીદાદ તથા યજશ્નેના જુદા જુદા ફકરાઓથી બનેલી છે. કુશ્તી કરતી વેળા આ બંદગી આપણે ભણયે છીએ. એ બંદગીની ખુબી વિષે વંદીદાદમાં જગેજગ વર્ણન આવે છે, અને ત્યાં એને અહુનવરની સાથે ભણવા ફરમાવેલું છે. એ બંદગી ભણવાથી નીચલી રૂડી અસરો થાય છે, આમ વંદીદાદમાં જાહેર થયું છે.

૧. જે જગ્યાએથી મુવેલું માણસ યા જાનવર ગયું હોય તે જગ્યા પાક કરવા માટે એક આશ્રવને એક અહુનવર તથા કેમના મજદા ભણવા જોઇએ. (રવાનને અવ્વલ મંજલ પહોંચાડવાની વખતે પાયદશ્તે ઓછામાં ઓછી એક મોબેદની જોર જવી જોઇએ. આ જોર સરોષબાજ ભણતી જાય છે. જેમાં યથા તથા કેમના મજદા સમાઇ જાય છે. તે ભણવાથી નસાની બુંડી અસરે

નાબુદ થાય છે અને ત્યાર પછી પુઠેથી બીજા જરથોશ્તીઓ ચાલે છે.)

૨. રીમની પાક કરવા સારૂ અહુનવર તથા કેમ્‌ના મઝ્દાના કલામો ભણવા જોઇએ.

૩. ઘરને, આતશને, પાણીને, જમીનને, જાનવરને, ઓરવરને યા માણસને પાક કરવા કેમ્‌ના મઝ્દાના માંથ્ર ભણવા જોઇએ. કેમ્‌ના મઝ્દા ભણતી વેળાએ દાદાર અહુરમઝ્દજ બચાવનાર છે એવો વિચાર પહેલાં કરવો જોઇએ. ત્યાર બાદ બન્ને જીંદગી માટે એક ડહાપણવાળો ગુરૂ મળે એવી મજબુત દુવા ગુજારી દરેક બદ શક્તિઓ દુર થાય એવી મક્કમ ઈચ્છા કરવી જોઈએ છે.

## અહુરમઝ્દ ખોદાએ.

કુશ્તી કરતી વખતે આ ભણતર ભણવામાં આવે છે. એમાંનો પહેલો ભાગ "પ પતેત હોમ" સુધીનો પાજંદ ભાષામાં છે, બાકીનો ભાગ અવસ્તામાં છે. કોઇ બુરાં કામ તરફ નાપસંદગી જાહેર કરતાં યા આપણને તેવાં કામથી ખુદા દુર રાખે એવો વિચાર કરતાં "અવાખ્શે પશેમાન" એવા બોલો બોલવાનો

રેવાજ છે, તે આ પાજંદ ભાપામાં આવે છે, તેની મતલબ "પશેમાન થઈ દુર રહું છું" એવો થાય છે. આ બંદગી ભણતી વેળાએ ગુનાહોની તોજેશ કરી ફરી નહી કરવાનો મક્કમ વિચાર રાખી બુરી શકિતઓ તથા બુરા પાદશાહો નાબુદ થાવો એવી દુવા ગુજારવી જોઇએ છે.

## જસ મે અવંઘ્હે મઝ્દ-મજદયસ્નો અહિ.

આ બંદગી કુશ્તી બાંધી રહ્યા પછી ભણાય છે, અને તે યજશ્નેના ૧૨) માં હામાંથી લીધી છે. જેમાં દીનનું એકરારનામું તથા દીનની તારીફ આવે છે. પોતાને મજદયસ્ની જરથોશ્તી તરીકે જાહેર કરી નેક વિચાર, નેક વચન તથા નેક વર્તનની સ્તુતી કરી જરથોશ્તી દીનની તારીફ જસ મે અવંઘ્હે મઝ્દમાં ગાવામાં આવે છે. એ ભણતી વેળાએ ભણનારે પોતાનું મન હુમત, હુખ્ત, હુવર્શ્ત ઉપર લગાડી, તેની ખુબીઓ મન આગળ ધરવી જોઇએ છે, અને ત્યાર બાદ પોતે એક મજદયસ્ની જરથોશ્તી (એટલે અહુર-મઝ્દની પરસ્તેસ કરનાર જરથોશ્ત સાહેબના ધર્મ પ્રમાણે ચાલનાર) છે એ વિચાર લાવી આપણા ધર્મની ખુબીઓ ઉપર મજબુત રીતે મનને ચોંટાડવું જોઇએ છે.



# ભણુતરોના ઉચ્ચારના સંબંધમાં ખુલાસો.



૧. જે અક્ષરને ખોડો બનાવ્યો હોય યાને જેની નીચે ઝીણો આડો કાપો ( ‸ ) લખવામાં આવ્યો હોય તે અક્ષરનો ઉચ્ચાર અધુરો યાને "અ" વગરનો કરવો, એટલે ગુજરાતી "ગરમ્" "ભરમ્" શબ્દોમાંના છેલ્લા "મ"ની માફક કરવો:— દાખલા તરીકે અર્પમ્, મઝ્દ, યઝ્દાન્ વગેરે.

૨. જે અક્ષરને ખોડો કરવામાં આવ્યો નહિ હોય તેને આખો યાને "અ" સાથનો વાંચવો, એટલે ગુજરાતી "ગરમ્" "ભરમ્" શબ્દોમાંના "ગ," "ર" તથા "ભ"ની માફક આખો કરવો:—જેમકે, "જસ" "અપ" "અહુર" વગેરે.

૩. જે અક્ષરની ઉપર પોહલો માત્ર ( ˘ ) લખવામાં આવ્યો હોય તેનો ઉચ્ચાર પોહલો કરવો, એટલે ગુજરાતી "કેમ છો" માના "કે" માફક કરવો:—જેમકે "અર્ષॅમ્," "અહુરॅમ્," "હ્યॅામ" "જ્યॅાતા."

૪. "જ" ની નીચે એક ઝીણું મીડું મુકયું હોય તે "જ઼" નો ઉચ્ચાર "જ઼્હ" અંગ્રેજી Z માફક કરવો:—કેમકે, "જ઼રથુશ્ત્ર," "મજ઼્દ" વગેરે.

૫. "જ" ની નીચે ત્રણ ઝીણાં મીડાં મુકયાં હોય તે "જ઼" નો ઉચ્ચાર "ઝ્હ" યાને અંગ્રેજી azure માંના "z" માફક કરવો:—જેમકે "દુજ઼-ખ્ત," "દુજ઼્વર્શ્ત" વગેરે.

૬. "ખ" નીચે ઝીણું મીડું મુકયું હોય તે "ખ" નો ઉચ્ચાર ફારસી ح "ખએ" ની માફક ગળાંમાંથી કરવો જેમકે "ખ઼એત્વ" વગેરે.

૭. ગુજરાતી ઙ યાને "અંન્ગ" ને ગુજરાતીમા ઘ્ર લખવામાં આવ્યો છે:—જેમકે, "અંઘ્ર," "મનંઘ્રહા" વગેરે.

૮. બે યા વધુ શબ્દોની વચ્ચે ઝીણો કાપો મુકવામાં આવ્યો હોય તો તે શબ્દોને સમાસ લેખવા, જેમકે:—"અઉર્વત્-અસ્પ."

—:૦:—

# ભણતરો બાબે થોડીક સુચના.



અમુક ભણતરો કેવી રીતે ભણવાં જોઇએ તે બાબે અત્રે થોડીક સુચના કરવામાં આવી છે.

**નીરંગે આબેજ઼રનું** ભણતર ત્રણ વાર ભણ્યા બાદ સરોષ બાજ ભણવી અને તેના પાંચ યથા અહૂ વઇરયો ભણતી વેળાએ પહેલા અહુનવરે જમના હાથને, બીજાએ ડાબા હાથને, ત્રીજાએ મોંઢાને, ચોથાએ જમના પગને તથા પાંચમાએ ડાબા પગને આબેજ઼ર લગાડવો. ત્યાર બાદ સરોષ બાજ પુરી કરવી અને કુસ્તી કરવી.

**પાંચ ગેહનો** વખત આ મુજબ લેવો :—

હાવન ગેહ સવારનાં ઝઝકલાંથી બપોરના ૧૨ (મું. ટા.)

* રપિથ્વન ગેહ બપોરના ૧૨ થી ૩ (મું. ટા.)

ઉજીરન ગેહ બપોરના ૩ થી સાંજનાં ઝઝકલાં સૂધી.

---

* ફરવર્દીનથી મેહેર મહીના સુધી રપિથ્વન ભણાય છે, જ્યારે આવાંથી સ્પંદાર્મદ મહીના સુધી બીજી હાવન ભણાય છે.

અઇવિસ્રૂથ્રેમ ગેહ સાંજનાં ઝઝકલાંથી રાતના ૧૨ (મું. ટા.)

ઉષહીન ગેહ, રાતના ૧૨ (મું. ટા.) થી સવારના ઝઝકલાં સૂધી.

**હોશબામની** બંદગી બામદાદને વખતે સુરજ ઉગવા આગમજ ભણાય છે. તથા હાવન ગેહની શરૂઆતમાં સરોશબાજ પછી અને ગેહ ભણુવા આગમજ પણ તે ભણાય છે.

**ખુર્શેદ તથા મેહેરની નીઆએશ** દીવસની ત્રણ ગેહમાં યાને હાવન, રપિથ્વન તથા ઉજીરન ગેહમાં ભણાય છે.

**વીસ્પ હુમતની** બંદગી હાવન ગેહમાંજ ભણવામાં આવે છે અને તેના સબબ એ હોઇ શકે કે દીવસના મામુલી કામકાજમાં પડવા આગમજ સારા વીચાર, સારા વચન તથા સારા કાર્યની ખુબી ધ્યાનમાં રાખવી અને તે મુજબ અમલ કરવાની જરૂર પીછાનવી.

**દુઆ નામ સેતાયશ્ન** ન્યાએશ તથા યશ્તોની બંદગીઓ કરી રહ્યા પછી છેવટે ભણાય છે.

**નમસ્કાર ચાર દીશાનો** દીવસની ત્રણ ગેહ વેળાએ ભણાય છે. બપોર અગાઉ પૂર્વ દીશા તરફ

મોંહુ કરીને કુશ્તી કરતા હોવાથી એ નમસ્કાર પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ તથા ઉત્તરે એમ અકેક પછી ચારે દીશાએ ભણવો, જ્યારે બપોર પછી ભણતી વેળાએ દીશાઓનો અનુક્રમ આ પ્રમાણે રાખવો:—પશ્ચિમ, દક્ષિણ, પૂર્વ તથા ઉત્તર.

**માહ બોખ્તાર નીઆએશ** બનતાં સુધી દરરોજ ભણવી, અને ખશુશ કરીને તે દર ચાંદરાત, પુનમ તથા અમાસને દીને ભણવાની જરૂર ફારસી રેવાયતોમાં દર્શાવી છે.

**અરૂદીસૂર નીઆએશ** દીવસની ત્રણ ગેહ યાને હાવન, રપિથ્વન તથા ઉઝીરનમાંજ ભણાય છે.

**આતશ નીઆએશ** બનતાં સુધી દરરોજ ભણવી, અને ખશુશ કરીને દર અહુરમજદ, અર્દીબેહશ્ત, આદર, સરોષ તથા બેહરાંમ રોજે ભણવાની જરૂર ફારસી રેવાયતોમાં દર્શાવી છે.

**ફ્રા અશ્મોતનો** ઘણો ખાસ કરીને સ્પંદાર્મદ મહીનાના આસ્પાદ રોજથી અનેરાંન રોજ સુધી આગુન છે.

**વર્ષના ૭ ગાહામબારોની** મુદત નીચે મુજબ છે :—

૧. **મઇધ્યોઝરૅમ** : અર્દીબેહસ્ત મહીનાના ખુર્શેદ રોજથી દએ-પ-મેહેર રોજ સૂધીના પાંચ દીવસ.

૨. **મઇધ્યોશહેમ** : તીર મહીનાના ખુર્શેદ રોજથી દએ-પ-મેહેર રોજ સૂધીના પાંચ દીવસ.

૩. **પઇતિશહેમ** : શહરિવર મહીનાના આસ્તાદ રોજથી અનેરાંન રોજ સૂધીના પાંચ દીવસ.

૪. **અયાથ્રિમ** : મેહેર મહીનાના આસ્તાદ રોજથી અનેરાંન રોજ સૂધીના પાંચ દીવસ.

૫. **મઇધ્યારૅમ** : દએ મહીનાના મેહેર રોજથી બેહરામ રોજ સૂધીના પાંચ દીવસ.

૬. **હમસ્પથમએધયૅમ** : વર્ષના ૧૨ મહીના પુરા થવા બાદ આવતા ગાથાના પાંચ દીવસો.

**સરોષ યશ્ત રાતની વડી** રાતના વખતેજ ભણાય છે.

**સરોષ યશ્ત હાદોખ્ત** અઇવિસ્રુથ્રૅમ ગેહ સીવાય બધી ગેહમાં ભણાય છે.

**રોજીંદી બંદગી :** એક જરથોશ્તીને પાંચે ગેહમાં બંદગી કરવાનું ફરમાન છે, મગર તે જો ન બની શકે તો હાવન ગેહમાં સરોષ બાજ, ગેહ, ખુર્શેદ મેહેરની નીઆએશ, વિસ્પ હુમત અને હુવા નામ સેતાયશને જેટલી બંદગીઓ તો જરૂરજ દરેક જરથોશ્તીએ દરરોજ ફરજ્યાત તરીકે ભણવી જોઇએ છે. તે ઉપરાંત નીચલી બંદગીઓ જો રોજ ભણાય તો, તે ઇચ્છવા જોગ છે :—

**હાવન ગેહમાં**—અહુરમજ્દ યશ્ત, અરદીબેહશ્ત યશ્ત, અને સરોશ હાદોખ્ત.

**રપીથ્વન ગેહમાં**—અરદીબેહસ્ત યશ્ત.

**ઉજીરન ગેહમાં**—સરોશ યશ્ત હાદોખ્ત.

**અઇવીસ્રૂથ્રેમ ગેહમાં**—સરોશ યશ્ત વડી, અને પતેત પશેમાની.

**ઉશહેન ગેહમાં**—અહુરમજ્દ યશ્ત, અરદીબેહશ્ત યશ્ત અને સરોશ હાદોખ્ત.



# સાંકળ્યું.

—:०:—

## અષૅમ્ વૅાહૂ.

અષૅમ્ વૅાહૂ વહિશ્તૅમ્ અસ્તી,
ઉશ્તા અસ્તી, ઉશ્તા અહ્માઇ
હ્યત્ અષાઇ વહિશ્તાઇ અષૅમ.

### અષૅમ્ વૅાહૂનો સાર.

અષોઇ સર્વથી ઉત્તમ છે, અષોઇમાંજ સુખ છે. ખરૂં (તથા હંમેશનું) સુખ તે શખ્સને મળે છે, જે આ અથવા પેલી દુન્યાનો પોતાનો સ્વાર્થ સાધવાને અથવા લાભ મેળવવાને ખાતર નહીં, પણ અષોઇની ખુબીને વખાણી તથા ચાહીને સર્વોત્તમ અષોઇને ખાતરજ અષો છે.

## યથા અહૂ વઇર્યો.

યથા અહૂ વઇર્યો અથા
રતુશ્ અષાત્ ચીત્ હચા
વંઘ્હેઉશ્ દજ્દા મનંઘ્હો શ્યઔથનં.
નાંમ્ અંઘ્હેઉશ્ મજ્દાઇ,

**ક્ષથ્રૅમચા અહુરાઇ આ યિમ**
**દ્રૅગુબ્યો દદત્ વાસ્તારૅમ.**

યથા અહૂ વઇર્યોનો સાર.

જેમ હસ્તીનો સાહેબ (અહુરમજ્દ) તેમજ દીનનો (સદગુરૂ) સરદાર પણ અષોઇ વિગેરેને પ્રતાપે માનને લાયક છે. આ હસ્તીમાં વોહુમનની બક્ષેશ (ઉંચ, નિર્મળ મન અને દયા) તેઓને મળે છે, જેઓ પોતાને ખાતર નહી, પણ મજદને ખાતર કાર્ય કરનારાઓ છે. જે ગરીબ લાચારોની પાસબાની કરનાર છે (તેને) અહુરમજ્દ પોતાનું દોવત બક્ષે છે.

## પાંચ ગેહ જુદી જુદી પઢવાની.

**( હાવન ગેહમાં )**

**હાવનેએ અષઑને અપહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તય-એચ. સાવંધ્રહેએ વીસ્યાઇચ અષઑને અપહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑ-થ્રાઇચ ફ્રસસ્તયએચ.**

( રપિથ્વન ગેહમાં )

રપિથ્વિનાઇ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત-ફ્ષવે જન્તુમાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

( ઉજીરન ગેહમાં )

ઉજયેઇરિનાઇ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત-વીરાઇ દખ્યુમાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

( અઇવિસ્રૂથ્રેમ ગેહમાં )

અઇવિસ્રૂથ્રેમાઇ અઇબિગયાઇ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત-વીસ્પાંમ હુજયાઇતેએ જરથુશ્ત્રોતેમાઇચ અષઑને

અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑ-થ્રાઇચ ફ્રસસ્તયએચ.

( ઉશાહેન ગેહમાં. )

ઉષહિનાઇ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તય-એચ. બેરેજયાઇ ન્માન્યાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑ-થ્રાઇચ ફ્રસસ્તયએચ.



## કેમ્ ના મજદા.

કેમ્ ના મજ્દા મવઇતે પાયૂમ્ દદાત્, હ્યત્ મા દ્રેગ્વાઓ દીદરેષતા અએનંઘહે અન્યેમ્ થ્વહ્માત્ આથ્રસ્ચા મનંઘહસ્ચા, યયાઓ ષ્યઑથનાઇશ્ અષેમ્ થ્રઑશ્તા અહુરા, તાંમ્ મોઇ દાંસ્તવાંમ્ દએનયાઇ ફ્રાવઑચા. કે વેરેથ્રેમ્ જા થ્વા પોઇ સેન્-ગહા યોઇ હેન્તી, ચિથ્રા મોઇ દાંમ્ અહૂબિશ્ રતૂમ્ ચીજ્દી; અત્ હોઇ વોહૂ

સૅરઑષો જન્તૂ મનંઘહા, મજદા અહ્માઇ યહ્માઇ વષી કહ્માઇચીત્.

પાત-નો ત્બિષ્યન્તત્ પઇરિ, મજદાઓસ્ચ આરૂમઇતિશ્ચ સ્પેન્તસ્ચ, નસે દએવી દ્રુક્ષ્, નસે દએવો-ચિથ્રે, નસે દએવો-ફ્રકરૂસ્તે, નસે દએવો-ફ્રદાઇતે, અપ દ્રુક્ષ્ નસે, અપ દ્રુક્ષ્ દ્વાર, અપ દ્રુક્ષ્ વીનસે, અપાખ્ઍધ્રે અપ-નસ્યેહે, મા મૅરન્ચઇનીશ ગએથાઓ અસ્તવઇતીશ અષહે. નેમસ્ચા યા આરૂમઇતિશ ઇજ્ઞાચ્ચા. અષૅમ વૉહૂ. ૧

કેમ્ ના મજદાનો સાર.

એ દાદાર અહુરમજદ સાહેબ! બુરાઓથી હમારો બચાવ કરવાને માટે તારીજ મદદની જરૂર છે. પવિત્ર આતશ તથા ભલાં મન વડે અષોઇ વધે છે. અહુરમજદના કલામોની એજમતી અસરથી દુશ્મનને હઠાવીને, ભણનાર પોતાનો બચાવ કરી શકે છે. આ ગેતીની દુન્યાં તેમજ અણદીઠ મીનોઇ દુન્યાં એ બંને વિષેનું જ્ઞાન આપનાર ગુરૂ, અય અહુરમજદ! તું મને દેખાડ. જે કોઇ, અય અહુરમજદ! તારા વાહાલા છે તેની મદદે

બેહમન અમેશાસ્પંદ સાથે સરોષ યજદ જાય! અએ અહુરમજદ! નુકસાન પોંહચાડનારાઓથી તું હમને બચાવ. અએ સઘળી દેવ અને દરૂજોને લગતી ખરાબ શકિતઓ! અહીંથી દુર દફે થઇ જાઓ, કે જેથી આ દુન્યાંને અને અષો માણસોને નુકસાન નહીં પોંહચે. ભલા વિચ.ર તથા તાબેદારીને નેમાજ હોજો!



## નીરંગે કુસ્તી બસ્તન (અહુરમજદ ખોદાએ).

અહુરમજદ ખોદાએ, અહેરેમન અવાદશાંન દૂરૂ અવાજદાશતારૂ; જદ્દ શેકસ્તેહ્ બાદ્; અહેરેમન, દેવાંન, દરૂજાંન, જાદૂઆંન, દરૂવંદાંન, કીકાંન, કરફાંન, સાસ્તારાંન, ગુનેહ્ગારાંન, આશમોગાંન દરૂવંદાંન, દુશમનાં, ફ્રીઆંન, જદ્દ શેકસ્તેહ્ બાદ્. દુશ-પાદશાહાન અવાદશાંન બાદ્; દુશમનાં સતોહ્ બાદ્; દુશમનાં અવાદશાંન

બાદ. અહુરમજ્દ ખોદાએ, અજ હમા ગુનાહ પતેત પશેમાનુમ, અજ હરવસ્તીન દુશ્મત દુજ્જૂખ્ત દુજ્જવરશ્ત, મેમ પ ગેતી મનીદ, ઓએમ ગોફ્ત, ઓએમ કરૂદ, ઓએમ જસ્ત, ઓએમ બૂન બૂદ એસ્તેદ, અજ આન ગુનાહ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાંની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન પ સે ગવશ્ની પ પતેત હોમ. ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ; તરોઇદીતે અંધરહે મઇન્યેઉશ. હઇથ્યાવરશ્તાંમ હ્યત વસ્ના ફ્રેરષોતેમેમ; સ્તઓમિ અષેમ. અષેમ વોહૂ ૧, યથા અહૂ વઇર્યો ૨, અષેમ વોહૂ. ૧

અહુરમજ્દ ખોદાએનો સાર.

દાદાર અહુરમજ્દ તમામ ખલકતનો સાહેબ તથા અહેરેમનને લગતી શકિતઓને નાબુદ કરનાર છે. દેવો, દરૂજો, જાદુગરો, જરથોશ્તી દીનનાં ફરમાનો ઉપર ધ્યાન નહીં આપનારાંઓ, જુલમગારો, ગુનેહગારો, જુઠાઓ,

ખુરા પાદશાહો વિગેરે સઘળા, જેઓ માણસ-જાતના દુશમનો છે, તેઓ અહિંથી નાબુદ થાઓ! અય દાદાર અહુરમજ્દ! સઘળા ખરાબ વિચારો, ખરાબ સખુનો અને ખરાબ કામોને લગતા ગુનાહો તનને લગતા અથવા રવાનને લગતા, આ દુન્યાંને લગતા અથવા પેલી દુન્યાંને લગતા જે મેં અત્યાર સુધીમાં કર્યા હોય, તે માટે પસ્તાવો કરી હું માફી માગું છું, અને તેનાથી પશેમાન થઇ હું દુર રહું છું. અષોઇને હું વખાણું છું.

---

## જસ મે અવંઘ્હે મજદ (મજદયસ્નો.)

જસ મે અવંઘ્હે મજદ. મજદયસ્નો અહ્મી, મજદયસ્નો જરથુશ્ત્રિશ ફ્રવરાને આસ્તૂતસ્ચા ફ્રવરેંતસ્ચા. આસ્તુયે હુમતેમ્ મનો, આસ્તુયે હૂખ્તેમ્ વચો, આસ્તુયે હ્વર્શ્તેમ્ શ્યઓથનેમ્. આસ્તુયે દએનાંમ્ વંઘુહીમ્ માજદયસ્નીમ્ ફ્રસ્પાયઓખ્ઍધ્રાંમ્, નિધાસ્નઇથિશેમ્, ખ્એત્વદથાંમ્, અષઓનીમ્. યા હાઇતિનાંમ્ચા બુશ્યેઇન્તિ-

**નાંમ્ચા મજિશતાચા, વહિશતાચા, સ્રએ-શતાચા, યા આહૂઇરિશ જરથુશત્રિશ. અહુરાઇ મજદાઇ વીસ્પા વૉહુ ચિનહ્મી. અએષા અસ્તી દએનયાઓ માજદ-યસ્નોઇશ આસ્તૂઇતિશ. અષૅમ વૉહૂ ૧**

### જસ મે અવંઘ્નહે મજદનો સાર.

ઓ મજદ! તું મારી મદદે આવ! હું દાદાર અહુર-મજદની બંદગી કરનાર, અને પેગમ્બર અષો જરથો-શ્તે શીખવેલા ધર્મની ઉપર યકીન લાવનાર, તેની વખાણ કરનાર અને તે પ્રમાણે ચાલનાર છું. નેક વિચાર, નેક સખુન અને નેક કામનો હું વખાણનાર છું. કજીઆ કંકાસથી દુર રાખનારી અને પોતાવતપણું આપનારી (પોતાના આત્માની પીછાન કરાવનારી), સઘળી દીનોમાં સર્વથી મોટી તથા સર્વથી શ્રેષ્ઠ એવી અષો માજદયસ્ની જરથોશતી દીનને હું વખાણું છું. સઘળી નીઆમતો જે હું ભોગવું છું, તે ખુદાતાલા તરફથીજ મળે છે, એમ હું કબુલ કરૂં છું. આ રીતની મજદ-યસ્ની દીનની વખાણ છે.



## નીરંગે ગઓમીજ.

☞ શેકસ્તેહ્ શેકસ્તેહ્ શેતાંન, અહેરે-મન્ ગજસ્તેહ્ કારો કેરૂદારૂ, નરસદ્ ગજસ્તેહ્ કારો કેરૂદારૂ ૫ ખોરેહ્ સીઓસે અમેશાસ્પંદ દાદારૂ અહુરમજદ પીરોજગરૂ પાક્; અષઑને અષેંમ વૅાહૂ ૧

( ત્રણ વાર ભણે. )

નીરંગે ગઓગીજનો સાર.

નાપાક શએતાન દફે થાએ! તેના કાર્યો અને યુક્તિઓ લ્યાનત ભર્યા છે, જે કાર્યો અને યુક્તિઓ મને અહુરમજદ અને ૩૩ ફરેશ્તાઓ જેઓ ફત્તેહમંદ અને અષો છે તેઓનાં ખોરેહથી નહીં પહોંચે!

## સરોશ્ બાજ.

ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઓ. અષેંમ વૅાહૂ ૧

૫ નામે યજદાંન્ અહુરમજદ ખોદાએ અવઝૂની, ગોરૂજે ખોરેહ્ અવઝાયાદ. સરોશ અશો, તગી, તન-ફ્રેમાન્, શેકફૂત જીન, જીન્ અવઝાર, સાલારે દામાને અહુરમજદ બેરસાદ. અજ હમા ગુનાહ્ પતેત્ પશેમાનુમ; અજ હર્વેસ્તીન્ દુશ્મત દુઝૂખ્ત દુઝવર્શ્ત, મેમ ૫ ગેતી મનીદ, ઓઅેમ ગોફ્ત્, ઓઅેમ કરૂદ, ઓઅેમ જસ્ત, ઓઅેમ બૂન્ બૂદ એસ્તેદ, અજ આંન્ ગુનાહ્ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન્ ૫ સે ગવશ્ની ૫ પતેત્ હોમ. યથા અહૂ વઇર્યો ૫, અશૅમ વૉહૂ ૩.

ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર-ત્કએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રસસ્તયએચ. સ્રઓષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દરૂષી-દ્રઓશ, આહુઇરયેહે, ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઓતા

ફ્રા મે મ્રૂતે, અથા રતુશ અષાતચિત હચ,
ફ્રા અષવ વીધ્વાઓ મ્રઑતૂ.

સ્રઑષૅમ અષીમ, હુરઑધૅમ, વૅરૅથ્રાજનૅમ, ફ્રાદત-ગએથૅમ, અષવનૅમ અષહે રતૂમ યજમઇદે. અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ; અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ; અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ. યથા અહૂ વઇર્યો ૧.

☞ કેમ ના મજદા (આખી ભણી જવી); યથા અહૂ વઇર્યો ૨; યસ્નૅમચ વહ્મૅમચ અઑજસચ જવરૅચ આફ્રીનામિ, સ્રઑષહે, અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઑશ, આહૂઇર્યેહે. અષૅમ વોહૂ ૧

## સરોશ બાજનો સાર.

પાક અહુરમજદ ખુશનુદ થાઓ! સરોશ યજદ જે અષો, જોરાવર અને જેનું તન માંથ્રવાણીનું બન્યું છે તે, એજમતી અને ફત્તેહમંદ હથ્યારવાળો, અહુરમજદની પેદાયશનો સરદાર મારી મદદે આવે! તમામ બદ

વિચારો, વચનો અને સુખનો જેનો હું ગેનેહગાર હોઉં અને જે ગુનાહો તન અથવા રવાનને લગતા, આ અથવા મીનોઇ જેહાંનને લગતા હોય, તે માટે પસ્તાવો કરીને તેઓથી દુર રહેવાને ઠરાવ કરૂં છું. અહુરમજદના પુંજારી, જરતોશ્તી દીનના ફરમાન-બરદાર, દેવના રાહથી પહરેજ રહેનાર તથા અહુરમજદના તરીકા પ્રમાણે ચાલનાર તરીકે હું એકરાર કરૂં છું. ખુબસુરત, ફત્તેહમંદ, વૃદ્ધિ કરનાર અષો સરોશ યજદ જે અષોઇનો સરદાર, તેને હું વખાણું છું. અહુનવર (યથા અહૂ વઇર્યોનો કલામ) તનને બચાવનાર છે. જોરાવર, માંથ્રનું તન ધરાવનાર, મજબુત હથ્યારવાળો, અહુરમજદના તરીકા પ્રમાણે ચાલનાર, અષો સરોશની આરાધના, કીર્ત્તિ, ચાલાકી અને કૌવતને હું વખાણું છું.




અહ્માઇ રએશ્ચ ખ્વરેનસ્ચ, અહ્માઇ તન્વો દ્રવતાતેમ, અહ્માઇ તન્વો વજદ્વરે, અહ્માઇ તન્વો વેરેથ્રેમ, અહ્માઇ ઇશ્તીમ પઓઉરૂશ-ખ્વાથ્રાંમ, અહ્માઇ આસ્નાંમ-

ચિત્ ક્રજન્તીમ, અહ્માઇ દરૅઘાંમ દરૅઘો-જીતીમ, અહ્માઇ વહિશ્તૅમ અહૂમ અષચૉ-નાંમ, રચૉચંધ્રહૅમ, વીસ્પો-ખ્વાથ્રૅમ અથ જમ્યાત્ યથ આફ્રીનામિ. અષૅમ વૉહૂ ૧.

અફ્રાઇ રચ્એશ્ચનો સાર,

બંદગી કરનારને તે સાહેબ ઝળકાટ અને ખોરેહ, તનદરેોસ્તી, સુખ, ફત્તેહ-ફીરોઝી, દોલત, જાતી અક્કલ-વાળાં ફરજંદ અને લાંબી જીંદગી બક્ષે, અને અણદીઠ મીનોઇ દુન્યાના બેહશ્તનું સુખ આપે, એવી હું દુઆ ગુજારૂં છું; તે આમીન થાવો!



## હજંધ્રૅમ.

હજંધ્રૅમ બચ્એષજનાંમ, બચ્એવરૅ બચ્એષજનાંમ; હજંધ્રૅમ બચ્એષજનાંમ, બચ્એવરૅ બચ્એષજનાંમ; હજંધ્રૅમ બચ્એષ-જનાંમ, બચ્એવરૅ બચ્એષજનાંમ. અષૅમ વૉહૂ ૧

હજ્ઘ્રૅમ્નો સાર.

બંદગી કરનારને (અને કુલ જહાનને ખુદા) હજારથી દશ હજાર ઘણી, એટલે સંપૂર્ણ તનદરોસ્તી, બક્ષ !



## જસ મે અવંઘ્હે મજ્દ (અમહે.)

જસ મે અવંઘ્હે મજ્દ, જસ મે અવંઘ્હે મજ્દ, જસ મે અવંઘ્હે મજ્દ. અમહે હુતાશ્તહે હુરઑથ્રહે, વૅરથ્રઘ્નહે અહુરધાતહે, વનઇન્ત્યાઓસચ ઉપરતાતો, રામનો ખાસ્ત્રહે, વયઑશ ઉપરો-કઇર્યેહે તરધાતો અન્યાઇશ દામાંન્, અએતત્ તે વયો યત્ તે અસ્તિ સ્પૅન્તો-મઇન્યૉમ, હ્વાષહે ખધાતહે, જરૂવાનહે અકરનહે, જરૂવાનહે દરેઘો-ખધાતહે. અષેંમ વોહૂ ૧

જસ મે અવંઘ્હે મજ્દનો સાર.

ઓ મજ્દ! મારી મદદે તું પહોંચ! સુંદર અમ ફરેશ્તાની, બેહરામ યઝદની, વનન્તની, સ્પેનામીનોની,

મિનો રામ, વયુ વિગેરે તારી પેદા કીધેલી ભલી શક્તિઓ અને પેદાયશોની તેમજ હદ વગરના જમાનાની અને લાંબી હદવાળા જમાનાની મદદ તું મને પહોંચાડ !

---




કૅરૂકે મોજદ્દ ગુનાહ ગુજારેશ્નેરા કુનમ, અશાહી રવાન્ દુશારમરા હમ કેરૂકેહ હમા વેહાંને હફ્ત કેશ્વરૂ જમીન્, જમીન-પેહેના, રૂદ્દ-દરાના, ખોરૂશીદ્-બાલા, બુન્દેહાદ્દ બેરસાદ્દ; અશો બેદ્દ દેરૂજી. અથ જમ્યાત યથ આફ્રીનામિ. અષૅમ વૅાહૂ ૧

કૅરૂકેહ મોજદનો સાર.

મેં જે કંઇ પાપ કર્યાં હોય, તેના નિવારણ માટે હું ભલાં કાર્યો કરૂં, એવી બુદ્ધિ, ઓ દાદાર! તું મને બક્ષ ! સઘળા સવાબના કામ કરનારાઓને હફ્ત કેશ્વર જમીન ઉપર, જમીનની પહોળાઇ જેટલી, નદીની લંબાઇ તથા ખુરશેદની બુલંદી જેટલી અષોઇ પુરતી રીતે પહોંચે, તથા અષો લોકોનું લાંબા વખત સુધી જીવવું થાએ, એવી મારી દુઆ, ઓ દાદગર! તું આમીન કર!

---

# હોશ્બામ.

☞ (એ બંદગી ફકત બામદાદને વખતે ભણવામાં આવે છે.)

**અથ ઇમાં વચો દ્રનજયોઇશ, યોઇ અંઘ્રહુન વારૅથ્રઘન્યોતૅમચ બએષજયોતૅમચ; પન્ચ અહુન વઇર્ય ફ્રસ્રાવયોઇશ. યથા અહૂ વઇર્યો ૫; અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ, અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ, અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ. યથા અહૂ વઇર્યો ૧;** ☞ કેમ ના મઝદા (તમામ પઢે.) **અષૅમ વૉહૂ ૧; યથા અહૂ વઇર્યો ૨૧, અષૅમ વૉહૂ ૧૨.**

**નૅમસ-તે હુશબામી, નૅમસ-તે હુશબામી, નૅમસ-તે હુશબામી. અએતત હિમ વીસ્પનાંમ મજિશ્તૅમ દજદ્યાઈ, અહૂમચ રતૂમચ યિમ અહુરૅમ મઝદાંમ, સ્નથાઇ અંઘ્રહે મઇન્યેઉશ દ્રવતો, સ્નથાઇ અએ-**

૦મહે ખ્રવીદ્રએઁાશ, સ્નથાઇ માજઇન્યનાંમ દએવનાંમ, સ્નથાઈ વીસ્પનાંમ દએવનાંમ વરૅન્યનાંમચ દ્રવતાંમ. ( બાજમાં પઢે ) શેકસ્તેહ઼ ઘનામેન્યો, બરૂ એહેરેમન લેઆંનત સદ્દ હુજારૂ બારૂ. (પ્રગટ પઢે) ક્રદથાઇ અહુરહે મજદાઓ રએવતો ખરૅનંધ્રઉહતો, ક્રદથાઇ અમૅષનાંમ સ્પૅન્તનાંમ, ક્રદથાઇ તિશ્ત્યેહે સ્તારો રએવતો ખરૅનંધ્રઉહતો, ક્રદથાઇ નર્શ અષઓંનો, ક્રદથાઈ વીસ્પનાંમ સ્પૅન્તહે મઇન્યેશ દામનાંમ અષઓંનાંમ. યથા અહૂ વઇર્યો ૨

વંઘ્રહુચ વંઘ્રહુયાઓસ્ચ આફ્રીનામિ, વીસ્પયાઓ અષઓંનો સ્તોઇશ, હુઇથ્યાઇચ બવાંઇથ્યાઇચ બૂષ્યાંઇથ્યાઇચ, અષીમ શાસૅન્તીમ દરૅઘો-વારૅથ્મનૅમ, મિષાચિમ હ઼્વો અઇવિપાચિમ મિપાચિમ આક્રસાઓંઘ્રહુઇતીમ. બરૅન્તીમ વીસ્પાઓ બએષજાઓ, અપાંમચ ગવાંમચ ઉર્વરનાંમ્ચ.

તઉર્વયેઇન્તીમ વીસ્પાઓ ત્બએષાઓ, દ્એવનાંમ મશ્યાનાંમ્ચ. અર્શ્યન્તાંમ અહ્માઇચ ન્માનાઇ, અહ્માઇચ ન્માનહે નમાનો-પતેએ.

વંઘ્ઉહીશ્ચ અધાઓ વંઘ્ઉહીશ્ચ અષયો, હુપઉર્વાઓ વહેહીશ, અપરાઓ રાસૅન્તીશ દરૅઘો-વારૅથ્મનો. યથ નો મજિ-શ્તાઓસ્ચ વહિશ્તાઓસ્ચ સ્રએશ્તા-ઓસ્ચ અષયો ઍરૅન્વન્તે. અમૅષનાંમ સ્પૅન્તનાંમ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, ફ્રદથાઇ અહે નમાનહે, ફ્રદ-થાઇ વીસ્પયાઓ અષઑનો સ્તોઇશ, હુમિસ્તેએ વીસ્પયાઓ દ્રવતો સ્તોઇશ. સ્તવસ અષા યે હુદ્દાઓ યોઇ હૅન્તી.

વસસ્ચ તૂ અહુર મજ્દ ઉશ્તાચ ક્ષ્એષ હુવનાંમ દામનાંમ. વસો આપો, વસો ઉર્વરાઓ, વસો વીસ્પ વૉહૂ અષ-

ચિશ્ર; ક્ષયમ્નૅમ અષવનૅમ દાયત. અક્ષયમ્નૅમ દ્રવન્તૅમ. વસો-ક્ષથ્રો ખ્યાત અષવ; અવસો-ક્ષથ્રો ખ્યાત દ્રવાઓ ગતો હમિસ્તો, નિજર્બૅરૅતો હચ સ્પૅન્તહે મઇન્યેઉશ દામઋયો, વરતો અવસો-ક્ષથ્રો.

હક્ષય અર્જૅમચિત યો જરથુશ્ત્રો ફ્રતૅમાં ન્માનનાંમચ, વીસાંમચ, જન્તુનાંમચ, દખ્યુનાંમચ, અંધ્રહાઓ દએનયાઓ અનુમતયએચ, અનુખ્તયએચ, અનવર્શ્તયએચ, યા આહૂઇરિશ જરથુશત્રિશ.

યથ નો આઓંધ્રહાંમ ષાતો મનાઓ, વહિશ્તો ઉરૂવાંનો, ખાથ્રવઇતીશ તન્વો હૅન્તો વહિશ્તો અંધ્રહુશ; આકાઓસચોઇત આહુઇરે મજદ જસૅન્તાંમ. અષ વહિશ્ત, અષ સ્રએશ્ત દરૅસામ થ્વા, પઇરિ થ્વા જમ્યામ, હમૅમ થ્વા હખ્મ. અષૅમ વોહૂ ૧; અષ વહિશ્ત, અષ સ્રએશ્ત,

**દરૅસામ થ્વા, પઇરિ થ્વા જમ્યામ, હુમૅમ થ્વા હુખ્મ. અષૅમ વૅાહૂ ૧; અષ વહિશ્ત, અષ સ્રએશ્ત, દરૅસામ થ્વા, પઇરિ થ્વા જમ્યામ, હુમૅમ થ્વા હુખ્મ. અષૅમ વૅાહૂ ૧**

**☞ અહ્માઇ રએશચ; હજંઘ્રૅમ; જસ મે અવંઘહે મજદ, કરૅકેહુ મોજદ.**

## હોશબામ (બામદાદની વખતે ભણવાની બંદગી) નો સાર.

આ બંદગીના કલામો જે ઘણાજ ફત્તેહમંદ અને તનદરોસ્તી આપનાર છે તે ભણવા જોઇએ. પાંચ અહુનવર ભણવા જોઇએ. અહુનવર તનને રક્ષણ આપે છે. આ બંદગી દુષ્ટ એહરેમનને, એશમ દેવને, માજનદરાનના અને બીજા તમામ દેવોને, અને ગીલાનનાં દરવંદોને મારવા માટે છે, તેમજ તે સ્પેનામીનોની તમામ પેદાયશની વૃદ્ધી કરવાને સારૂં છે! સર્વ નેક નર અને નારી જે થઇ ગયાં, હાલમાં છે, અને હવે પછી પેદા થશે તેમને હું વખાણું છું. વળી અશીશ્વંઘ, જેણી રક્ષણ કરનાર, તનદરોસ્તી આપનાર, શીખામણ આપનાર, દુઃખ દેનારની બદીને તોડનાર, તેને હું વખાણું છું.

સખાવત તથા અષોઇના કાર્યો શ્રેષ્ટ, ભવિષ્યમાં મદદ કરનાર તથા રક્ષણ કરનાર છે, તેને હું વખાણું છું, કે જેથી શ્રેષ્ટ અષોઇ અમોને પ્રાપ્ત થાય. અમેશાસ્પંદોને ખુશનુદ કરવા સારૂં, આ ઘરની તથા તમામ પેદાયશની આબાદીને માટે અને દરવંદની સાંમે થવા સારૂં હમને અષોઇ પ્રાપ્ત થાઓ.

અએ અહુરમજ઼દ! તું મરજી પ્રમાણે અને સુખથી રાજ્ય કરનાર છે. અષો માનવીને તું હકુમત ચલાવનાર ઠરાવ અને ફરમાવ કે દરવંદ (એટલે દુષ્ટ માણસ) રાજ્ય કરનાર ન થાએ! અષો પોતાની મરજી પ્રમાણે ચાલનાર થાએ અને દરવંદ નિષ્ફળ થાએ!

અહુરમજ઼દી જરથોસ્તી દીન પ્રમાણે, ઘરના, મોહલ્લાના, કસબાના તથા દેશના આગેવાનોની હું જે જ઼રથોસ્ત, તે રહેનુમાઇ કરીશ, જેથી હમારાં મન ખુશાલ થાય તથા હમારાં રવાન સર્વથી શ્રેષ્ટ જીંદગીને માટે લાયક થાય!

અએ અહુરમજ઼દ! શ્રેષ્ટ અષોઇથી તને હમે જોઇએ, તારી નજદીક હમે આવ્યે, તારી હંમેશની દોસ્તી હમે મેળવ્યે!



## હાવન ગેહ.

☞ (એજ ગેહ બીજી હાવનના વખત-માંબી, યાને આવાં મહીનાના હોરમજદ રોજથી તે વહિશ્તોઇશ્ત ગાથા સુધી ભણવી.)

(૧) ક્ષનઑથ્ર અહુરહે મજ્દાઓ. અશૅમ્ વૉહૂ ૩. ક્રવરાને મજ્દયસ્નો જર-થુશત્રિશ વીદએવો અહુર-તકએષો. હાવ-નેએ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, સાવંધ્રહેએ વીસ્યાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. (૨) મિથ્રહે વૉઉરૂ-ગઓ-યઑતોઇશ હજંધ્રરે ગઑષહે, બએવરૅ ચશ્મનો, અઑખ્તો નામનો યજતહે, રામનો ખ્વાસ્ત્રહે, ક્ષનઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે મ્રૂતે, અથા

રતુશ્ અષાતચિત્ હચ ફ્રા અષવ વીશ્વાઓ
ઞ્ચઓાતૂ.

(૩) અહુરૅમ મજદાંમ અષવનૅમ અષહે
રતૂમ્ યજમઇદે; જરથુશ્ત્રૅમ અષવનૅમ
અષહે રતૂમ યજમઇદે; જરથુશ્ત્રહે અષ-
ઑનો ફ્રવષીમ્ યજમદે; અમેષે સ્પૅન્તે
અષઑનાંમ્ યજમઇદે. (૪) અષાઉનાંમ
વંઘ્વ઼િહીશ સૂરાઓ સ્પૅન્તાઓ ફ્રવષયો
યજમઇદે, અસ્તવતો મનપ્યાચ અપનો-
તૅમૅમ રથ્વાંમ્ યજમઇદે, યએતુશ્તૅમૅમ
યજતનાંમ્ હુંધહનુશ્તૅમૅમ અષહે રથ્વાંમ
અઇવિનસાંસ્તૅમૅમ, જધ્મૂશ્તમાંમ અષ-
ઑનો અષહે રથ્વો રતુક્રિતીમ યજમઇદે.

(૫) હાવનીમ્ અષવનૅમ અષહે રતૂમ
યજમઇદે; હઉર્વતાતૅમ્ અષવનૅમ અષહે
રતૂમ્ યજમઇદે; અમૅરેતતાતૅમ અષવનૅમ
અષહે રતૂમ યજમઇદે; આહુઇરીમ ફ્રશ્નૅમ્

અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; આહૂ-ઇરીમ ફ્રુએવૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે, યસ્નૅમ સૂરૅમ હુ્તંધ્રહાઇતીમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે.

(૬) સાવંધ્રહએમ વીસીમચ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે, અઇરયમનૅમ ઇષીમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે, અમ-વન્તૅમ, વૅરેથ્રાજનૅમ, વિત્બએષંધ્રહૅમ, વીસ્પ ત્બએષાઓ તઉર્વયન્તૅમ વીસ્પ ત્બએષાઓ તિતરૅન્તૅમ; યો ઉપૅમો, યો મધ્યૅમો, યો ફ્રતૅમો, જઓજીજુયે તરો માંથ્રૅમ પન્ચ ગાથાઓ.

(૭) મિથ્રૅમચ વૉઉરૂ-ગઓયઓઇતીમ યજમઇદે; રામચ ખાસ્ત્રૅમ યજમઇદે; વીસ્યેહે રથ્વો યસ્નાઇચ વહ્માઇચ વીસીમચ અષવ-નૅમ અષહે રતૂમ યજમઇદે. (૮) મિથ્રૅમ વૉઉરૂ-ગઓયઓઇતીમ હજંધ્રર-ગઓષૅમ,

બએવર્-ચષ્મનૅમ, અઑગ્તો-નામનૅમ્ યજતૅમ યજમઇદે, રામ ખાસ્ત્રૅમ યજમઇદે.

(૯) થ્વાંમ્ આતરૅમ અહુરહે મજદાઓ પુથ્રૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; હુધ જઑથ્રૅમ હુધ અઇબ્યાઓંઘ્નહુનૅમ ઇમત્ બરૅસ્મ અષય ફ્રસ્તરૅતૅમ, અષવનૅમ અષહે રતૂમ્ યજમઇદે; અપાંમ નપાતૅમ યજમઇદે; નઇરીમ સંઘ્નહૅમ યજમઇદે; તખ્મૅમ દામોઇશ ઉપમનૅમ યજતૅમ યજમઇદે;ઇરિસ્તનાંમ ઉરૂવાંનો યજમઇદે, યાઓ અષઑનાંમ ફ્રવષયો.

(૧૦) રતૂમ બૅરૅજન્તૅમ યજમઇદે યિમ અહુરૅમ મજદાંમ, યો અષહે અપનોતૅમો, યો અષહે જધ્નૂશ્તૅમો, વીસ્પ સ્નવાઓ જરથુશત્રિ યજમઇદે; વીસ્પચ હુવરૂશ્ત શ્યઑથ્ન યજમઇદે, વરૂશ્તચ વરૅષ્યમ્નચ.

યેંઘ્નહે હાતાંમ આઅત્ યેસ્ને પઇતિ વંઘ્નહો મજદાઓ અહુરો વએથા અષાત્

**હુચા યાઓંધ્રહુંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે. યથા અહૂ વઇર્યો ૨.**

**(૧૧) યસ્નૅમ્ચ વહ્મૅમ્ચ અઑજસ્ચ જવરૅચ આફ્રિનામિ, મિથ્રહે વોઉરૂ-ગઑ-યઓતોઇશ હજંઘ્રો-ગઑષહે બએવરૅ-ચશ્મનો અઑખ્તો-નામનો યજતહે, રામનો ખ્વાસ્ત્રહે. અષૅમ્ વૅાહૂ ૧.**

**☞ અહ્માઇ રએશ્ચ; હજંઘ્રેમ્; જસ મે અવંઘ્રહે મજ્દ; કૅરૂકૅહૂ મોજ્દ.**

હાવન ગેહનો સાર.

અષો અને ખાલેસીના વખત હાવન જેમાં સાવંઘ્રહિ અને વિસ્ય (જેઓ હાવનના હમ–શરીકો છે તેમ) નું કાર્ય ચાલે છે તે વેળાએ મેહેર જે ૧૦૦૦ કાન અને ૧૦,૦૦૦ આંખવાળો, વખણાયલો! અને મહાન ક્ષેત્રોનો ધરાવનાર તેની અને રામ ખારતરની ખુબીઓ જોતી તરફથી સાંભળવા હું ઈચ્છું છું. અહુરમજ્દ, અષો જરથુશ્ત્ર, અમેષાસ્પંદો, અષો ફરોહરો, યઝદો અને વખતસરની બંદગી—એ સર્વેને હું આરાધું છું. ખુરદાદ, અને અમરદાદને આરાધું છું. અહુરમજ્દને લગતા

સવાલો ( એટલે પુછપરછ અને ઉંડી તપાસ ) ને હું વખાણું છું. અહુરમજદના તરીકા અને દીનને અને યસ્ન હફ્તંગાઇતિ (એટલે ખાસ કરીને મોટી હફ્તન યશ્તની ઓજમતી તથા પવિત્ર બંદગી) ને હું વખાણું છું. અઇર્યમનની બંદગી (ઇજશનેનો ૫૪ મો હા) જે હીમ્મત અને ફત્તેહ બક્ષનાર, દ્વેષને દુર કરનાર, સર્વે બદીઓને ટાળનાર છે, તેને હું વખાણું છું.

અહુરમજદના પુત્ર આતર (આતશ) ને, બરસમને, પાણીઓના નાભને, નૈર્યોસંગ આતશને, જોરાવર દામી ઉપમન નામના ફરેશ્તાને અને ગુજરી ગએલાંઓનાં રવાનો, જે અષો ફરોહરો છે, તેઓને હું વખાણુ છું. સર્વથી અષો અહુરમજદને, અષો જરથુશ્ત્રના કલામોને અને સઘળાં ભલાં કાર્યો જે કરવામાં આવ્યાં છે તથા હવે પછી કરવામાં આવશે તેઓને હું યાદ કરૂં છું અને વખાણું છું.




(૧) ક્ષ્નઑથ્ર અહુરહે મઝ્દાઓ. અષॅમ્ વॉહૂ ૩. ફ્રવરાને મઝ્દયસ્નો જર-

શુશત્રિશ વીહ્દએવો અહુર-હ્કએષો. રપિ-થ્વિનાઇ અષઑાને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑાથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત્-ફ્ષવે જન્તુમાઇચ અષઑાને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑાથ્રાઇચ ફ્રસસ્ત-યએચ, (૨) અષહે વહિશ્તહે આથ્રસ્ચ અહુરહે મજ્દાઓ, ક્ષ્નઑાથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑાથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતૂશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઑાતૂ.

(૩) અહુરૅમ મજ્દાંમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; જરથુશ્ત્રૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; જરથુશ્ત્રહે અષ-ઑાનો ફ્રવષીમ્ યજમઇદે; અમ્ૅષે સ્પૅન્તે અષઑાનાંમ્ યજમઇદે.

(૪) અષાઉનાંમ્ વંઘ્નુઉહીશ્ સૂરાઓ સ્પૅન્તાઓ ફ્રવષયો યજમઇદે, અસ્ત્વતો

મનખ્યાચ અપનોર્તમૅમ રથ્વાંમ યજમઇદે, યએતુશ્તૅમૅમ યજતનાંમ હુંધ્રહનુશ્તૅમૅમ અષહે રથ્વાંમ અઇવિનસાંસ્તૅમૅમ, જધ્‌-મૂશ્તૅમાંમ અષઑનો અષહે રથ્વો રતુ-ફ્રિતીમ યજમઇદે.

(૫) રપિથ્વિનૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે. અહુનવઇતીમ ગાથાંમ અષઑ-નીમ અષહે રતૂમ યજમઇદે; ઉશ્તવઇતીમ ગાથાંમ અષઑનીમ અષહે રતૂમ યજ-મઇદે; સ્પેન્તા-મઇન્યૂમ ગાથાંમ અષઑ-નીમ અષહે રતૂમ યજમઇદે, વોહુ-ક્ષથ્રાંમ ગાથાંમ અષઑનીમ અષહે રતૂમ યજ-મઇદે; વહિશ્તોઇશ્તીમ ગાથાંમ અષઑ-નીમ અષહે રતૂમ યજમઇદે.

(૬) ફ્રાદત-ફ્શાઉમ જન્તુમૅમચ અષવ-નૅમ અષહે રતૂમ યજમઇદે; ફ્શૂષૅમચ માંથ્રૅમ યજમઇદે; અરૂષુખ્ધૅમચ વાચૅમ યજમઇદે; વચ અરૂષુખ્ધ યજમઇદે; વારૅથ્ર-

થ્રીશ દએવો-થ્રીત યજમઇદે; અપસ્ચ જૅમ-સ્ચ યજમઇદે ઉર્વરાઓસ્ચ, મઇન્યવચ યજત યજમઇદે, યોઇ વંઘ્રહુજદાઓ અષ-વનો, અમૅષેસ્ચ સ્પૅન્તે અષઑનાંમ યજમઇદે.

(૭) અષાઉનાંમ વંઘઉહીશ સૂરાઓ સ્પૅન્તાઓ ફ્રવષયો યજમઇદે. બરૅષ્નૂશચ અષહે યત્ વહિશ્તહે, મજિશ્ત માંથ્ર, મજિશ્ત વૅરૅજય, મજિશ્ત ઉર્વઇથ્ય, મજિશ્ત હુઇથ્યા-વૅરૅજય, મજિશ્ત વીન્દઇથ્ય દએન-યાઓ માજદયસ્નોઇશ યજમઇદે.

(૮) અવત્ વ્યાખ્નૅમચ હંજમનૅમચ યજમઇદે, યત્ અસ્તિ અમૅષનાંમ સ્પૅન્તનાંમ, બરૅષ્નવો અવંઘ્રહે અષ્નો થ્રિમતૅમ જન્તુમહે રથ્વો યસ્નાઇચ વહ્માઇચ; જન્તુ-મૅમચ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે. (૯) અપૅમ વહિશ્તૅમ આતરૅમચ અહુરહે મજદાઓ પુથ્રૅમ યજમઇદે.

(૧૦) થ્વાંમ્ આતરૅમ્ અહુરહે મજ્દાઓ પુથ્રૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; હધ-જ્ઑથ્રૅમ્ હધ-અઇવ્યાઓંઘહનૅમ્ ઇમત્ બરૅસ્મ અષય ફ્રસ્તરૅતૅમ્, અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; અપાંમ્ નપ્તારૅમ્ યજમઇદે; નઇરીમ્ સંઘહૅમ્ યજમઇદે; તખ્મૅમ્ દામોઇશ ઉપમનૅમ્ યજતૅમ્ યજમઇદે; ઇરિસ્તનાંમ્ ઉરૂવાંનો યજમઇદે યાઓ અષઓનાંમ્ ફ્રવષયો. (૧૧) રતૂમ્ બૅરૅજન્તૅમ્ યજમઇદે યિમ અહુરૅમ્ મજ્દાંમ્, યો અષહે અપનોતૅમો, યો અષહે જધ્નૂશ્તૅમો; વીસ્પ સ્રવાઓ જરથુશ્ત્રિ યજમઇદે; વીસ્પચ હુવરૂશ્ત ષ્યઑથ્ન યજમઇદે, વરૂશ્તચ વરૅષ્યમ્નચ.

યેંઘહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતિ વંઘહો, મજ્દાઓ અહુરો વએથા અષાત્ હચા, યાઓંઘહાંમચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે. યથા અહૂ વઇર્યો ૨.

**(૧૨) યસ્નૅમ્ચ વહ્મૅમ્ચ અઑજસ્ચ જવરૅચ આફ્રિનામિ, અષહે વહિશ્તહે આથ્રસ્ચ અહુરહે મજ્દાઓ. અષૅમ વૉહૂ ૧. ☞ અહ્માઈ રએશ્ચ; હજંઘ્રૅમ; જસ મે અવંઘ્રહે મજ્દ; કેરફેહ્ મોજ્દ.**

## રપિથ્વન ગેહનો સાર.

રપિથ્વનનો વખત પશુઓને આરામ આપવાનો અને ગામને લગતા વડાનું કાર્ય કરવાનો વખત છે તે વેળાએ અહુરમજદને ખુશી કરવા સારૂં અરદીબહેશ્ત અને અહુરમજદના આતશની ખુબીઓ જોતી તરફથી સાંભળવા ઇચ્છું છું. પાક અહુરમજદ, અષો જરથુશ્ત્ર, અમેષાસ્પંદો અને અશો ફરોહરોને હું આરાધું છું. અહુનવદ, ઉશ્તવદ, સ્પેન્તોમદ, વોહુક્ષત્ર અને વહિસ્તોઈશ્ત ગાથાને હું વખાણું છું. ફ્રાદત ફ્ષુ અને જન્તુમ (જે રપિથ્વનના હમકારો છે) તેઓને, આબાદી કરનાર, દેવોને તોડનાર, ફ્સેહમંદ માંથ્રવાણીને, સાચા બોલાયલા શબ્દને, પાણી, ઉરવર અને ભલી આશીશો આપનાર મીનો યઝદોને અને અમેશાસ્પંદોને હું વખાણું છું. અષોના અસરકારક અને વૃદ્ધી કરનાર ફરોહરોને, અષવહિશ્તની મુખ્ય બાબદોને અને શ્રેષ્ઠ માંથ્ર—જે

કાર્ય સાધવામાં સર્વથા ઉત્તમ, અષો કાર્ય બજાવતાં શ્રેષ્ટ અને કાંઇ પણ (ભલું) પ્રાપ્ત કરવામાં સર્વોત્તમ તેને હું વખાણું છું. જન્તુમ જે કસબાનો સરદાર તેને હું વખાણું છું. અરદીબહેશ્ત અમશાસ્પંદને અને પવીત્ર આતશને હું યાદ કરૂં છું.

અહુરમજદના પુત્ર આતર (આતશ) ને, બરસમને, પાણીઓના નાભને, નૈર્યોસંગ આતશને, જોરાવર દામી ઉપમન નામના ફરેશતાને અને ગુજરી ગયલાંઓનાં રવાનો જે અષો ફરોહરો છે, તેઓને હું વખાણું છું. સર્વથી અષો અહુરમજદને, અષો જરથુશ્ત્રના મન્ત્રોને અને સઘળાં ભલાં કાર્યો જે કરવામાં આવ્યાં છે તથા હવે પછી કરવામાં આવશે તેઓને હું યાદ કરૂં છું અને વખાણું છું.



## ઉજીરન ગેહ.

(૧) ફ્નઍાથ્ર અહુરહે મજ્દાઓ. અષॅમ્ વોહૂ ૩. ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ્ વીદએવો અહુર-ત્કએષો. ઉજયેઇરિનાઇ અષ્ઓનો અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ફ્નઍાથ્રાઇચ ફ્રસસ્તયએચ, ફ્રાદત્-વીરાઇ

